આધાર રાખવા કરતાં સોમનાથની તેઓના શત્રુઓનો નાશ કરશે એ પર એવા આધાર અને આસ્થા રાખતા ા. એ કે તે સમયને અનુસાર સોમનાથની આબધી મજબુત હતી કેમકે તે વખતે નો ઉપયોગ કરવામાં આવતો નહિં અને લા તોડવાનું યંત્ર ભાગ્યેજ વાપરવામાં આવતું, તો પણ તે કિલ્લો માટીનો હોવાથી વીર, બહાદુર, ઉત્સાહી અને હિમ્મતવાન ઓને રોકી શકે તેવા ન હતા. ઉપરાંત ,. કિલ્લાઓનું હજારો ઝનુની, લાખો યાત્રાળુ અને તે કિલ્લાઓની દિવાલોમાં આવે- મુર્તીઓનું પુજન કરવા એકઠા થયલા અસંખ્ય અતિ ઉત્કંઠીત તરંગબાજો, કિંવા અસંખ્ય લોકો રક્ષણ કરતા હતા; અને તેઓએ રક્ષાર્થે કેટલીક સામગ્રીઓ પણ તૈયાર હતી, જેની સામે ગીઝનીના મહા બળવાન,

દઠ અને હમેશાં વિજયજ પામતા લશ્કર લઢવાનુ હતુ

સોમનાથના રહેવાશીઓને પોતાની ચ ગણિત સંખ્યા ઉપર ઘણોજ વિશ્વાસ હતે અને તેઓની પત્થરની મુર્ત્તિ વચમ પડવા ઈશ્વરી સ્હાય મળશે એ આશાથ તેઓ વિશ્વાસ ઘણોજ વૃધ્ધિ પામ્યો હતો. ચ તેથી તેઓ પોતાના શતરૂઓની ચઢા મશકરી ઠઠ્ઠામાં ઉડાવતા હતા આ પ્રથ કરતાં વિશેષ ભકિત ભાવનાથી તોની યાઓ પાળતા હતા. જાણેકે ડરાવવા આવે શતરૂઓની ચઢાઇ તેઓની પાયમા ન ક તાં તેઓના માટે એક સારી રત ગમ નીવડવાની હોયની ! ! !

નજદીક આવતી મુસલમાની ચઢાઇ હિંદુઓની દરરોજની ક્રિયાઓમાં લગાર લલ નાંખ્યો હતો નહિં, તીઓ

[illegible]ના નિયમ પ્રમાણે સમુદ્ર કાંઠે સ્નાન
કરવા જતી. અને તેણીઓના મનમાં મેહમુદનું
લશ્કર પાસે આવતું હોવાથી લગારે ભય કે
બીક હોય એમ દીસ્તું નહિ. શહેરની
એક બાજુએ આવેલો સમુદ્ર કિનારો લગાર
દૂર હતો અને ત્યાં એક મહા મોહટું ગીચ
જંગલ હતું. અહિંઆ સ્ત્રીઓ સ્નાન કરવા
માટે જતી હતી. અને તે સ્નાન કરવાનું
સ્થાન પવિત્ર ગણાવાથી અણજાણ્યા માણસ
વિના કોઇ બીજું જતું નહિં.

આ સ્થાને જેવી રીતે હું આગળ લખી
ગયો તેવા રીતે એક યુવાન સુંદરી પોતાના
હમેશના ધારા મુજબ પોતાના દુધપીતા એ-
કના એક પુત્રની સાથે સ્નાન કરવા આવી
હતી. અને કોઇ પણ આધ્યાત્મિક ઉન્નતીના
વિચારથી નહિં પણ તેવા ઉષ્ણ દેશમાં કર્યા
વિના ચાલેજ નહિ. એવી સ્નાન કરવાની તથા

પવિત્ર કરણની ક્રિયા જે તેના ધર્મે આવશ્યક ઠેરાવી હતી તે બજાવતી હતી. તે કિનારેથી ઢાળે ઢાળે સમુદ્રમાં ગયો હતો અને તેણી ખભા સુધી ઉભેલી દેખાતી હતી. તેના સુંદર કાળા કેશ સમુદ્રના ઝીણા ઝીણા મોજાઓ ઉપર રેશમી ઝાલર સમાન પડયા હતા. તેણી વંદન શીલ ભકિત ભાવનાથી અથવા તદન નિવૃતિ માં આવવાથી પોતાની આંખો નીચી નમાવતી હતી અને પછી ઉગતા સુર્યની મનોહર અને રમણિય પ્રભા [ ઉજ્વલતા ] થી પ્રકાશિત થયલા સ્વચ્છ અને આસમાની આકાશ સામે જોતી હતી. જો કે તેણી એક બાળકની માતા થઇ હતી તો પણ સ્ત્રીપણાનું તેના ઉપર પહેલુંજ પરોઢીયુ હતું. તેણીની વય પુરી સોળ વર્ષની પણ હતી નહિં, તેણીનું બાળક કિનારા ઉપર સુર્યના તડકામાં ચાદરમાં લપટાયેલું પડયું હતું. આ નિર્દોષ 'બાળકે મા'

થોડાંજ અઠવાડીયાં જોયાં હતાં; અને તેની યુવાન અને મદભરી માતા પોતાના પેહલા જન્મેલાં બાળક પ્રત્યે માબાપોના સર્વ વ્હાલ અને હેતથી ચાહતી હતી. તેણી લક્ષ પુર્વક પોતાના સુંદર વાળનો ચોટલો નિર્મળ દરિયાના નીર વતી ધોતી હતી, જે તેની ખુબ સુરતી પ્રત્યે તેને કેટલી ચીંતા છે, તે જણાવતો હતો, અને નાહતા નાહતા પણ પોતાના નાહાના બાળકને આડી નજરથી જોતી હતી. તેણીના લગ્ન પ્રેમના સંધથી પહેલાં ફળ ઉપર તેણી જોતી અને માબાપોને જેવી મગરૂબી હોય છે તેવી મગરૂબીથી તેની આંખો ચળકતી હતી.

જ્યાં સુધી ભરતીનું પાણી ચઢી શકતું હતું તેના કરતા કેટલેક ઉંચે સુકી રેતી ઉપર તે બાળકને સુવાડયું હતું. આ વખતે આ યુવાન સુંદરીથી કેટલેક દુર બીજી કેટલીક

સ્ત્રીઓ સ્નાન કરતી હતી, હવે આપણી આ સુંદર યુવતીએ પોતાના વીખરાયલા વાળને ખંખેરી સ્વચ્છ કરી ચોટલો વાળ્યો. અને કિનારા ઉપર આવી. અને હિંદુ સ્ત્રીઓની અ પમ ખુબસુરતીમાં જે વધારો કરે તે સાલ્લો તેણીએ પોતાના નાજુક અને ખુબ સુરત શરીર ઉપર પેહર્યો. જેની નકાખાતી પાટલી ઘણી મન ને લલચાવનારી હતી તેણી એ સાલ્લાની અગાઉ એક રેશમી ચોળી પહેરી લીધી જે તેના મદભર્યા જોબનને બંધ બેસ્તી હતી, પોતાના બાળકથી કેટલેક છેટે ઉભા રહીને તેણે પોતાના પોશાકને એવી તો સ્વચ્છતા અને ચોકકસપણાથી પહેર્યો કે, તે ઉપરથી તે પોતાના પેહરવેશ માટે કેટલી કાળજી રાખે છે તે પ્રદર્શીત થતું હતું. તેણી પોતાંના પોશાક સંબંધી સર્વે ગોઠવણ હમણાં કરીજ રહી હતી; અને આગળ વધી પોતાના

[illegible] બાળકને લઇ ઘર તરફ જવાનો વિચાર
કરતી હતી. એટલામાં એકાએક અચાનક રીતે
પાસેની ઝાડીમાંથી એક વરૂએ ધસી આવી
[illegible] નિર્દોષ અને અજાણ બાળકને પકડી
દોડવું શરૂ કીધું. આથી સ્તબ્ધ બની ગએલી
અને અર્ધઘેલી થએલી આ સુંદર યુવાન માતા
[illegible] પળવાર તો આશ્ચર્ય યુક્ત તથા બોલી
ન શકાય એવી વેદનામાં તે નાસતા વરૂની
પાછળ જોયા કીધું, પણ તરતજ શુદ્ધિમાં
આવી તેણી એક સર્પીની પેઠે તે વરૂની પાછળ
કુદી પડી અને એવી તો ભય ભરેલી બુમો
અને ચીસો પાડતી વરૂની પાછળ દોડી કે તેની
ચીસો અને બુમોના આખા જંગલમાં પડઘા
પડતા હતા. વરૂનો બોજો વધી પડવાથી તથા
જે ચાદરમાં બાળક વીંટાએલું હતું તે
ભોંય ઉપર ઘસડાતી હોવાથી તે
વરૂની દોડવાની ગતી કાંઇ મંદ

તેણીની સાહેલીઓ જે દૂર ન્હાતી હતી તેણીઓ વિસ્મય પામી આ ઘેલી બનેલી આંસુમો ચીસો પાડતી યુવતી માતા પાસ ટગર ટગર જોતીઓ ઉભી રહી, તેણીઓ એવી તો અજબ બની ગઇયો હતી કે તેને બચાવવાના કાંય પ્રયત્તનો કે યુકિતનો વિચાર કર્યા વિના ખુલ્લાં મોઢે ઉભીયો હતી. તેઓના અંતઃકરણમાંથી ન નિશ્વાસ નીકળતો તેમજ ન આવી ઘેલી બનેલી માતાની અવદશા ઉપર અફસોસ નીકળતો હતો. તે વરૂ લગભગ ઝાડીની પાસે પોતાના ભક્ષ સહિત પોહુચી ગયો હતો અને આ ભિચારી માતા નિરાશ થવાની તૈયારીમાં હતી એટલામાં તે જંગલ માંના રસ્તા ઉપરથી એક ઘોડેસ્વાર નીકળ્યો જેણે આ સુંદર યુવતીના સંકટને જોતાંજ પોતાના ઘોડાને તે વરૂની ઝાડી તરફ વાળ્યો અને વરૂ ઝાડીમાં દાખલ થઇ જાય તે પહેલા

તો તેણે મ્યાનમાંથી એવી ત્વરાથી શમશીર ખેંચી તે વરૂ ઉપર ઘા કર્યો કે તે વરૂના બે કટકા થઇ ગયા તે વરૂએ તરતજ પોતાના પ્રાણને મૂકી દીધું અને ઘોડીઆર તરફડીઆ ખાઇ મરણ પામ્યું.

તે આતુર અને પ્રેમભરી માતા એકદમ રૂદન પુર્વક પોતાના પ્રિય અને પહેલાં બાળકના શરીર ઉપર પડી ગઈ અને તેના અકાળીક મૃત્યુ માટે મોટાં મોટાં અને હ્રદય ભેદક અવાજે વિલાપ કરવા લાગી. તે બાળક મરણ પામ્યું છે એમ ધારી તેણે તેને પોતાની છાતી સાથે બાંધી દીધું; અને તે સજીવન કરવામાં આવે તે માટે પોતાની મુર્તિની પ્રસંશા કરવા લાગી. પરંતુ તે પત્થરની બહેરી અને જડમુર્તીએ તેની એવી શોકમય અને દયાજનક પ્રાર્થના પ્રત્યે ધ્યાન દીધું નહિં. પ્રકૃત [ગીઝાર] ના સૃષ્ટિઓની સમૃદ્ધિ

નાં પ્રકાશિત દીવસોમાં તેઓના મગરૂબમાં મગરૂબ મેહલોની હરીફાઇ કરી શકે એવા ભપકાદાર ભવ્ય અને દિવ્ય મંદિરની દીવાલોમાં ઉભેલી,—અસંખ્ય શ્રીમંત પુજારીઓના નિરંતરના દ્રવ્ય અર્પણથી તવંગર થએલી અને કરોડો ઉત્સાહીયોથી પુજવામાં આવતી સોમનાથની મોહટામાં મોહટી મુર્તી તેના સાચા પુજારીયોમાંના એકની અંતઃકરણ પુર્વકની વિનંતી કિંવા પ્રાર્થનાને ન સાંભળતાં એમને એમ પોતાના ભયંકર વિક્રાળ અને ઘોર મહીમામાં ઉભી રહી. જે સહાય માટેની પ્રાથના કાલાવાલાં અને કરગરવા સાથેની વિનંતી, જે પત્થરને દેવ કિંવા દેવીનું રૂપ આપવામાં આવ્યું ન હોય તેને પીગળાવી દે એવી હતી તેને તે મુર્તી જાણુતીજ નથી અને મદદ આપવા જ શકતીજ નથી ! ! ! એવી જડ ઉભી હતી.

તે બાળકે પોતાની માતાની છાતી ધડકતી લાગવાથી એક એવી બુમ પાડી કે જેણે તેની માતાના દુ:ખને ચમત્કારીક રીતે ઓછું કરી દીધું. તેણીએ વિલાપ કરવો બંધ કર્યો તેણીએ તેના તરફ નજર નાંખી. અને જે કપડાંમાં તેને લપેટયું હતું તેને ખોલ્યું. ઉશકેરાયલા ઉત્સાહ અને કાંઇક ચિંતાથી તેને તપાસ્યું, અને તેને ઇજા પહોંચી નથી; એ જાણી અતિ હર્ષના આવેશમાં આવી એક ચીસ પાડી અને એકદમ પ્રેમ ભાવથી તેને છાતી સાથે ચાપી લીધું અને તેના ગુલાબી ગાલ ઉપર અતિ હર્ષ અને પ્યારના ચુંબન કીધાં.

જે ચાદરમાં બાલકને લપેટવામાં આવ્યું હતું તે ચાદરને માત્ર વરૂએ પોતાના દાંતોમાં પકડી હતી તેથી બાળકના શરીર ઉપર એક ઉઝરડોએ પડયો નહોતો. તે

યુવાન માતા હર્ષઘેલી બની ગઈ. તેણીએ હર્ષ અને અાદર્ય મિશ્રીત નજરથી પોતાના પ્યારા બાળકના બચાવનાર પ્રત્યે જોયું. પણ તેણી એવી તો સ્તબ્ધ બની ગએલી હતી કે મુખમાંથી એક શબ્દ બોલી નહિ.

આ સઘળો વખત પેલો ઘોડે અસ્વાર કે જેની શમશીર તળે કૂર અને ઘાતકી વરૂના પ્રાણ રમી ગયાં હતાં તે આ યુવાન સુંદરીની પાસે ઉભો ઉભો તેણીના હર્ષોન્માદનો મઝા લઈ રહ્યો હતો, થોડીવાર સુધી તો તે, તેણીનું આતુર અંતઃકરણ જે લાગણીઓની સાથે બમચકડી મચાવી રહ્યું હતું, તે લાગણીઓમાં તેને રહેવા દેવા અને જે સુખ સાક્ષ સ્વર્ગના સુખથી બીજે દરજ્જે છે, તે સુખના ઉપભોગમાં ભાંગાણ નહિ પાડવાની હેતુથી ચુપ અને શાન્ત ઉભો રહ્યો હતો. તેણે તેણીની અનુપમ મુખ સુરતી, જે વખતે

તેણીની ઉશકેરાયલી લાગણીઓથી વધુ આ- કૃપત બની હતી. તે વખાણની સાથે નિહાળી તેણીનું બાળક જે ભય અને અકસ્માતમાં આવી પડયું હતું અને તેથી તેણીને જે સખ્ત વેદના થઇ હતી, તે શાન્ત પડવાથી તેણીને પોતના બાળકના બચાવનારનો ઉપકાર માન- વાનું યાદ આવ્યું જેથી તેણીએ વળી પાછી પોતાની મૃગ લોચન જેવી મોહકી કાળી અને હર્ષાશ્રુથી ભરેલી આંખો તે બચાવનાર તરફ ફેરવી. અને તે નજર ફેરવવામાંજ ઉપકાર માનવાના ચિન્હ જાહેર કીધાં.

આધો પહેલો માણસ તેની વધારે પાસે ગયો. જો કે તેણે તેના ઉપર એટલો મોટો ઉપકાર કીધો હતો તોપણ તે તેના પહે- રવેશ ઉપરથી બીજા ધર્મનો દેખાવાથી તે- તેની પાસેથી લગાર દુર હટી. તેના ઉપરથી ને માણસ મુસલમાન

થવાથી, જ્યારે તે તેણીની તદન પાસે ગયો અને તેના ઉપર નીચો નમ્યો, ત્યારે તેણી ધ્રુજવા લાગી. મુર્ત્તીયોનું ખંડન કરનારાઓ અને તેની જાતના શતરૂઓ પ્રત્યે તેના મનમાં દુરાગૃહે [ તાસ્સુબે ] જે ઉંડા મૂળ ઘાલ્યાં હતાં તે આ વખતે પણ તેણી દબાવી શકી નહિ. અને પોતાનો બચાવનાર મુસલમાન હોવાથી તેના ઉપર દુરાગ્રહની લાગણીથીજ નજર નાંખી.

**તે વિદેશીએ કહયું**—કૃર અને ઘાતકી વરૂના પંજામાંથી તમારા બાળકને બચાવવામાં હું સાધનરૂપ નીવડયો, એ જાણી હું સંતોષ માનું છું; અને તે વિષે હર્ષીત થયો છું. જો કે આપણા ધર્મો એક બીજાથી ઉલટા ને પણ માણુસ જાતના અરસપરસના કિંવા શ્રેયસ કર્મના કુદરતી કાનુનમાં ંઇ ને કાંઇ મળતાં આવવાજ

જોઇએ. હું તથા માહારા જેવા ધર્મ પાળનારા બીજાઓને જનસમુહમાંના એંઠવાડા અને કુચરા તથા મલિન ગણવાનું તદન જેને નાહાનપણથીજ શીખાડવામાં આવ્યું છે તેવાના બાળકને મરણથી બચાવવા હું શકિતમાન થયો, એથી મને ઘણી ખુશી થઇ છે, અને હું આશા રાખુંછું કે, આવું કૃત્ય તમારા ઉપકારને પાત્ર થશે અને તે તમને ડાહાપણનો પાઠ શીખવવામાં સાધનરૂપ નીવડશે. હું ઇચ્છું છું કે તમે મને તમારા બાળકને બચાવનાર તરીકે ગણીનેજ સંતોષ માનશો નહિ, પરંતુ વર્તમાન સમય પછી જે જીંદગી છે તે જીંદગી સંબંધીની બીનાઓમાં તમારા ધર્મના માણસોની જે સામાજીક પદવી છે તે પદવીમાં મને પણ મૂકશો કિંવા ગણશો. અને જે માણસ હિંદુ ધર્મની વાતાવરણ [ પવન ] થી ઉછરેલો ન હોય તેના સર્વ સદગુણો નાશ પામે

છે એવો વિચાર હવે ધરાવશે નહિં.

**સુંદરી**—(પોતાના બાળકના ગુલાબી ચે- રા તરફ જોતા જોતાં અને શરમાતા શર- માતા) વિદેશી! જુદા જુદા ધર્મના વ્યવહારિક કાયદાઓએ જે એક બીજા સામે દુરાગ્રહ ઉતપન્ન કીધા છે, તેનો લગારે ખ્યાલ ન કર- તાં સંસાર જે કાંઇ સુખ આપી શકે છે તે સુ- ખના ઉપભોગ માટે હું તમારીજ આભારી છું, એ ભાન કિંવા સ્મરણ વિના હું મ્હારા આ અતિ પ્યારા પુત્રની સામે જોઇ શકતીજ નથી. તમે તેની આતૂર માતાને તેનું બાળક પાછું આપ્યું છે. જે માન અને આભાર (એહસાન) ની કબુલાત હું મ્હારા ધર્મનાજ માણસને આપી શકું તે માન અને આભાર મ્હારા બાળકના બચાવનારને જાહેર દેખાત ચિન્હોથી આપવામાં મને ગમે તેટલી સંખ્યા ઓ આડે આવે તો પણ એટલું તો સત્ય

જમાનને કે જે માણુસ મ્હારા દેશની મુર્તીયોનો શત્રુ છે પરંતુ મને તો તે મહા મોહટો વિચિત્ર વિરલો અને મહાશય જણાયો છે. તેની હું મ્હારી જીંદગીમાં મોહટામાં મોહટી દેવાદાર ( એહસાનમંદ ) છું એ કદી પણ ભૂલીશ નહિ.

વિદેશી--હું ચાહું છું કે તમારા બાળકને બચાવનાર કોણ છે એ જ્યારે તમે જાણશો ત્યારે તમારો આભાર માનવાનો ઉત્સાહ મંદ પડી જશે.

સુંદરી--નહિં, નહિં, એ બનવું કદી મ્હારા ઉપકાર માનવાના ફૂલને બદલી શકશે નહિં, હા, આપણી વચ્ચે જે આધ્યાત્મિક અને સામાજીક આડ રહેલી છે, તે માટે બરેબર દીલગીર છું. પરંતુ મ્હારા જીવન પર્યંત હું એ વાત તો કદી વીસરનારી નથી કે આપે મને એ જીવતદાન આપ્યું છે જેાી

મારી પોતાની જીંદગી કરતાં વધારે અમુલ્ય ગણ્યું છે. શું ? મારા બાળકને બચાવવા માટે હું કોની આભારી છું એ આપને પૂછી શકું છું ?

**વિદેશી**—તમે **મહેમુદ ગઝનવીના** આભારી છો, જે તમારી કોમનો કટ્ટો શત્રુ છે અને તમારી દેવ દેવીઓને ધિક્કારે છે અને જે હમણાં પેલા મોહટા ભભકાદાર મંદિરમાં જે મુર્તી બેસાડવામાં આવી છે તેને તેના આસન ઉપરથી ફેંકી દેવાની અને તેના પુજારીઓને અદ્યપિ લગી એક પથ્થરના કટકાનું પુજન કરતા હતા અને તેની સમક્ષ માથું ઝુકાવતાં હતા તેમને શરમમાં નાંખવાની તૈયારીઓ કરી રહયો છે.

તેની સાથે વાત કરનાર તેની પ્રજાના દેવોનો મહા મોટો શત્રુ છે એ જાણીને તે

સુંદરી લગાર દૂર હઠી, અને થોડીવાર સુધી થરથર ધ્રુજવા લાગી પરંતુ તેની નૈતિક બુદ્ધિએ અને ઉપકાર માનવાની વૃત્તિએ તેના દુરાગ્રહની સર્વે નિર્બળ વાડો તોડી પાડી અને તેણીએ તેને ખાતરી કરી આપી કે તેના પુત્રનો બચાવનાર કદી શત્રુઓમાં ગણી શકાશે નહિં.

**મેહમુદ ગઝનવી**—તો ત્યારે પેલી દીવાલોમાં મને ફતેહમંદ રીતે દાખલ થતો જોવા તૈયાર થાવ પરંતુ તમારી પોતાની સહી સલામતીની ખાતરી રાખજો. તમને લગારે આંચ નહિ આવવા દઉં અને ગઝનીનો બાદશાહ જે વચન તે બરાબર પાળતો ન હોય તેવું વચન કદી આપતો નથી.

# પ્રકરણ ૨ જું.

આવી રીતે આભાર માની પેલી યુવાન સુંદરી પોતાના બાળક સહિત સોમનાથ ની દીવાનખાનામાં દાખલ થઇ. તેણીએ પોતા ઉપર ગુજરેલી સર્વે બીના પોતાના ધણીને કહી સંભળાવી. જે આ વખતે તાવ ચઢવાથી ખાટલા ઉપર આળોટતો હતો. તે જાતે ઘણો ઉચ્ચ હતો, અને તેની જાતીમાં જે જે વહેમો અને રૂઢીઓ પ્રચલિત હતી તે ઘણીજ કાળજીથી પાળતો હતો. પણ જોતાં તે ઘણો દુર રહી હતાં તેના મનનું પોતાની રૂઢીઓના સખ્ત પાલણ પ્રત્યેનું વલણ તેના હાલના મંદવાડ થી ઘણું વધી ગયું હતું. તેની પત્નિએ તેને જે કથા કહી સંભળાવી તેથી તેને કાંઇ સંતોષ ન થતાં ઉલટું તેને વધારે દુઃખ થયું. જે દેવ ( ખુદા ) ને પોતાની પ્રજા કિંવા જાત

માનતા નથા એવા દેવના માનનારાના હસ્તથી તેના બાળકને બચાવવામાં આવ્યો, એ વિચારે વધારે જોરથી મંદવાડનો ઉપાડ થાય ત્યાં સુધી તેને ઉશ્કેર્યો. તે લવારો કરવા લાગ્યો અને તેના બાળકને ( મુસલમાનનો હસ્ત અડકવાથી) જે અપવિત્ર થવાના સંભવ મળ્યા તે સંભવને શ્રાપ દેવા મંડયો. હિંદુઓના તેઓના ધર્મના શત્રુ મુસલમાનના હાથથી તેનો પુત્ર બચાવવામાં આવ્યો, તે કરતાં વરૂ તેને ફાડી ખાત એજ બહેતર હતું એમ ઇચ્છવા લાગ્યો.

આ હિંદુ બાપની વય આશરે ત્રીસ વરસની હશે. તે ખુબ સુરત તથા સુશિલ હતો. પરંતુ પ્રાચનક્ષિય રૂઢીઓ અને વ્હેમનું પાળણ કરવામાં ઘણોજ ધર્માંધ હતો. બીજા હિંદુ પતિઓ કરતાં તે પોતાની પત્નિને વધુ ચાહતો હતો. અને તેણી તેના પ્યારનો બદલો

સ્વચ્છ પવિત્ર અને આતુર સ્નેહ ભાવથી ચાહતી હતી. અને જો તે પોતાની પત્નિને એટલી બધી ચાહતો હતો તોપણ તેની જ્ઞાતીના બીજા ઘણાઓની જેકે તે માત્ર તેણીનો ધણી હતો નહિં પરંતુ તેણી માટે જાલીમ હતો. તેની પત્નિને તેની એટલી બધી તાબેદારી ઉઠાવવી પડતી કે તેણીની ગ્રહસ્થાશ્રમની જીંદગી તે માત્ર એક ગુલામીજ હતી. પણ તેણીને એ વાત ઉપર વિશ્વાસ હતો કે એવી તાબેદારીજ સ્ત્રીઓનું કર્તવ્ય છે. કારણ કે સ્ત્રીના નસીબમાંજ એ પ્રમાણે લખવામાં આવ્યું છે. તેથી તે કાંઇ પણ બડબડયા વિના ગ્રહસ્થાશ્રમની સર્વ વિટંબણાઓ સહન કરી લેતી હતી. આ ઘણું બધું હોવા છતાં પણ સામાન્ય રીતે જોતાં, બીજી હિંદુ વર્ગની સ્ત્રીઓ સાથે સરખાવતાં તે વધારે સુખમા હતી. કેમકે તેના માટે સંસારીક સાધનો જોઇએ તે કરતાં પણ

વખારે હતાં, તેણીને તેના પ્રતિ માહે છે તે તેણી સારી પેઠે જાણતી હતી. અને જો કે તેની તેણી પ્રત્યેની સામાન્ય વર્તણુક સ્વામિત્વ સુચક હતી, તો પણ ભાગ્યેજ સખત ગણાઇ શકે.

આ વખતે, શરીરના મંદવાડથી અને મનની ચિંતાથી આકુળ વ્યાકુળ થયેલો હિંદુ પોતાના બાળકની સાથે અને પોતાની પત્નિની સાથે એવી સખ્તાઇથી વર્ત્યો કે તેવી સખ્તાઇથી અગાઉ વર્ત્યો હતો નહિં; તે કહેતો હતો કે, "આ ઘર ઉપર સ્ત્રીની મુર્ખાઇથી શીવનો શ્રાપ ઉતરશે. તેના પુજારીઓમાંના એકના બાળકને અપવિત્ર કરવામાં આવ્યું છે. તે સોમનાથની મુર્તિએ નજરો નજર દીઠું છે. જ્યારે તું તેના પવિત્ર મંદિરમાં બીજીવાર બળિદાન આપવા જાય ત્યારે સંભાળજે. તેની તેજસ્વી આંખોનો પ્રકાશ

તને બાળીને ભસ્મ કરી નાંખે નહિ." પોતા
ના પતિના આવા કઠોર વચનો સાંભળતાજ
તેનું હૃદય ભરાઇ આવ્યું. તેણે પોતાનું માથું
ઉચું કીધું; તેની પ્રકાશિત ચક્ષુઓની પાંપણો
દીલગીરીની ઝાકળથી ભીની થએલી લાગી.
અને આખરે તેની પાપણોએ તે પ્રવાહી મો-
તીનો ભાર ન ખમી શકવાના કારણથી તેને
પડી જવા દીધાં. જે તેના ગુલાબી ગાલ ઉપ
ર થઇ ભોંય ઉપર પડયાં. તેણીએ મુખમાંથી
એકે શબ્દ ઉચાર્યો નહિં. પરંતુ પોતાના બા-
ળકને વધારે સ્નેહ ભાવથી પોતાની છાતી
સાથે ચાંપી દીધું. તેના પતીએ તેના મન
ઉપર થયેલી અસર દીઠી, અને તેને પણ દયા
આવી. તો પણ તેણે તેણીને પોતાના બાળક
સહિત ઓરડાની બહાર જતા રહેવાનો હુકમ
આપ્યો. અને બોલ્યો કે "મને થોડીવાર અહીં
આરામ કરવા દયો." પણ અફસોસ તેને

આરામ આવ્યો નહિં કેમકે તેનું મન ઘણું ઉશ્કેરાઇ ગયું હતું. તેનું શરીર તાવથી વધા રે ધગધગી રહ્યું હતું. તે રાત્રે તેનો મંદવાડ ભય ભર્યો હતો તેની અર્ધાંગના થોડી વાર લગી તેની બાજુએથી દુર ખસી નહિં. તેણીએ પોતાના પતિને ભયભિત સ્થીતીમાં દીઠો. અને તેથી તેના મર્ણનાં વાદળાં તેણીના સ્વચ્છ અને નિર્મળ મનની આસપાસ વીંટળાઇ વળ્યાં. તેણી તેના પતિના મર્ણ પછી તે ક્રૂર જાતી ભયંકર રૂઢીના બંધનથી આ દુન્યામાં જીવી શકે તેમ હતું નહિં. કેવી ભયંકર રીતે તેણીનો અંત આણવામાં આવશે? એ વિચારે તેણીના જીવન પ્રવાહને એકદમ ઠંડા બનાવી દીધો. મધુર અને સુગંધીદાર જીવન કળી હજુ પુર્ણ રીતે સ્ત્રીપણામાં ફુટવા પામી ન હોય, તે પેહલાં ત્રાસદાયક અને ભયંકર અગ્નિ દાહથી કાપી નાખવામાં આવે, એ વિચાર

ખરેખર ઘણોજ દુઃખદાયક અને હૃદય ભેદક હતો. તેણી આ દુઃખદાયક વિચારોમાં હતી. એટલામાં તેના પતિના અત્યંત વેદનાના સાદે ચોંકાવી મુકી. તેણીએ તેના તરફ એવા ભાવથી નજર નાંખી કે, જેમાં તેના ભવિષ્ય વિષેના સર્વે દુઃખદાયક વિચારો ગરકાવ હતા. તે બોલતો ન હતો; પરંતુ તેનો બાળક બીજા ધર્મના માણસના સંબંધમાં આવવાથી તેને જે કલંક લાગ્યું હતું, તે કલંક કિંવા લાંછનના વિચારે તેના મન ઉપર જબરી અસર કીધી છે એ સાફ જણાતું હતું. કેમકે જ્યારે તેની પત્નિએ તેના બાળકને રમાડવા માટે તેની આગળ ધર્યું ત્યારે તે એકદમ થરથર ધ્રુજતો પાછો હઠી ગયો. અને બોલ્યો કે "ખબરદાર તેને મારી હાજરીમાં લાવતા નહિં."

કલાકોના કલાક સુધી તેની મમતા ભરી

અર્ધાંગના તેની બાજુએથી દુર હઠી નહિ. તેનો પતિ તેના ઉપર જે ગુસ્સો કરતો તે લગાર પણ અસંતોષના ચિન્હ વિના અથવા કાંઇ પણ મુખમાંથી બોલ્યા વિના સાંભળ્યા કરતી. તે તેની સારવાર કરવા તત્પર હતી. તેની વેદના ઓછી થાય એટલા માટે દીલાસો દેતી. અને તે જે કાંઇ માંગતો તે તરત હાજર કરતી. પરંતુ તેના પતીના મનમાં તેના આટલા બધા પ્રેમ યુકત લક્ષની કાંઇ કદર હતી નહિં. ઝડપથી ચાલતી તેની નાડી, તેનું ધગધગતું કપાળ, તેની સુકેલી હથેલી, અને તેની ભુરી થઇ ગએલી જીભ, એ સર્વે ચિન્હ તેનું મર્ણ નજદીક છે એમ સુચવતાં હતાં.

દેશી વૈદ્યે કેટલીક વનસ્પતિઓનો તેને ઉકાળો પીવરાવ્યો હતો; પણ તેના મંદવાડમાં તેથી કાંઇ ફેર પડયો નહતો. જ્યારે તેનો

મંદવાડ વધી ગયો અને વૈદ્યને પણ તેને તંદુરસ્ત કરવાનો કાંઈ ઉપાય સુઝ્યો નહિં ત્યારે તેણે તેની પત્નિને સોમનાથના મંદિરમાં જઇ પ્રાર્થના કરવાની જરૂરત જણાવી અને તેણીને વચન પુર્વક ખાત્રી કરી આપી કે, જો તે મુર્તિને પ્રસન્ન કરવા શક્તીમાન થશે તો તરત તેનો ધણી પહેલાં જેવો તંદુરસ્ત બની જશે.

વળી વૈદ્યે વધુ આગળ બોલતા કહ્યું કે, હું તો માહરો ઉપાય કરી ચુક્યો, હવે તો જ્યારે આપણા મંદીરની દેવી તારા પવિત્ર અંતઃકરણની પ્રાર્થના સાંભળી કાંઇ સામુ જુવે ત્યારેજ તે તંદુરસ્ત થાય, એમ મને લાગે છે. માટે તું જા; અને દેવ કરેને તારી પ્રાર્થના સાંભળવામાં આવો!

તે બિચારી જુવાન સુંદરીને ખાતરી થઇ ગઇ કે, જ્યાં સુધી ઈશ્વરી સહાય મળશે નહિં, ત્યાં સુધી માહરો ધણી સાજો થશે

નહિં, જે ધર્મમાં તે પાલણ પોષણ પામી મોટી થઇ હતી, તે ધર્મે તેને આવા સાધનો લેવાનું અને તે ઉપાયનેજ રામબાણ સમજવાનું શીખવાડયું હતું. આ વખતે માંદા માણસના ઓરડામાં એક બ્રાહ્મણ અને દેવાલયના પુજારિઓમાંનો એક સર્વોપરી પુજારી દાખલ થયો. તે આળસ તથા અનુગ્નિ-છુટના કારણથી શરિરે જાડો હતો. અને તેના શરિર ઉપર મોહટાં મોહટાં અર્ચનના લીસોટા હતાં. જો કે તેના કાતરેલા વાળ ઉપરથી એમતો જણાતું ન હતું કે તેની ઉમર વધારે હશે. પણ તેના કપાળ ઉપર પડેલી કરચોળી એટલું તો જરૂર કહી આપતી હતી કે, તેનામાં મોતના બીજ રોપાય એ સમય લગભગ આવી પહોંચ્યો છે. તે બરકાનો ચહેરો જો કે ક્ષીણ હતો, તો પણ શાંત જણાતો હતો. તેની આંખો આગળ નીકળી આ-

પુણાં ભ્રમરની અંદર ઉંડી પેઠેલી હતી. તેના પગ ઘણા પાતળા હતા અને જાણે આળસ પ્રમાદ અને પ્રમોદે તેના ઉપર જે મહા મોટો બોજો મૂક્યો છે તે ઉપાડવાને અશક્ત હોયની! એવા દીસતાં હતાં. તે માંદા માણસના ખાટલા પાસે ગયો. થોડીવાર તો તેણે તેના સામે જોયા કીધું. પછી ખાટલાની પાસે બેઠો અને નાળીએરીનો હુકો લાવવાનો હુકમ આપ્યો. જ્યારે હુકો આવ્યો ત્યારે તેને ડોલાં ખાતાં ખાતાં પેટ ભરીને ગગડાવી રહ્યા બાદ તે બેદરકારી પૂર્વક બોલ્યો કે "ત્હારો જીવ નવું શરીર ધારણ કરનાર છે એટલે બીજા અવતારમાં જનાર છે, બોલ ત્હારી ઇચ્છાઓ શી છે?."

માંદા હિંદુએ કહ્યું કે—મેં અપવિત્ર જીવન ગાળ્યું નથી અને તેથી હું આશા રાખી શકું છું કે જ્યારે માહરો જીવાત્મા

તેના આ શરીરનું બંધન છોડી દેશે ત્યારે હું બ્રહ્મમાં મળી જઈશ (મોક્ષ પામીશ).

**પુજારી**—ત્યારે તું આ સંસારનો ત્યાગ કરવા ચાહે છે? તું આ સંસારથી કંટાળી ગયો છે?

**માંદો હિંદુ**—(ઉત્સાહ પુર્વક) ના! હું આ સંસારથી કંટાળી ગયો નથી, હું તો તેમાં ખુશીથી રહેવા ચાહું છું, કેમકે ભવિષ્યમાં મારી શી ગતી થશે, એ વાત તો અંધારામાંજ રહે છે. જો કે મહારી કરણી મને એવી લાગતી નથી કે હું મોક્ષ નહિં પામું, તો પણ તેની કાંઇ ખાત્રી ન હોવાથી મ્હારો જીવ મહા મોટી આપદા અને મુંઝવણમાં રહે છે. મરણ પામવું એ મહા મોહટી ભય કર બીના છે, જ્યાં સુધી મહારા મનમાં મર્ણ પામવાની ઇચ્છા ઉત્પન્ન થાય નહિં, એટલે ઘડપણ આવે નહિં ત્યાં સુધી જો મ-

દ્વારાથી બની શકતું હોય તો મર્ણથી બચવા ચાહું છું.

**પુજારી**—શું તું એમ ધારે છે કે, ઘરડા માણસો મર્ણને ઇચ્છે છે ?

**માંદા હિંદુ**—જો તેઓએ પવિત્ર જીવ ન ગાળ્યું હોય તો પછી તેઓ શા માટે મર્ણને ન ઇચ્છે ? સંસારિક સુખ ઉપભોગની સર્વે શકતિઓ નાશ પામી હોય ત્યારે આ માયિક સંસારમાં રહેવામાં શો લાભ છે ?

**પુજારી**—તેઓ એટલા માટે ઘરડા હોવા છતાં પણ આ સંસારમાં રહેવું ઇચ્છે છે કે, તેઓને પણ ત્હારી પેઠે ભવિષ્યના મોક્ષની ખાત્રી હોતી નથી. આ સંસારમાં અંતઃકાળ સુધી સાક્ષાત સુખ ઉપભોગ હોય છે; પરંતુ ભવિષ્યની જીંદગીમાં આપણને સુખ પ્રાપ્તીજ છે એવો આપણી પાસે કોઇ પરવાનો નથી; તેથી ત્યાંની સર્વે આશાઓ

માત્ર કાલ્પનીક છે.

**માંદો હિંદુ**—પરંતુ વેદ આપણને તમે કહો છો તેથી ઉલટું શીખવે છે?

**પુજારી**—ખરે! વેદની વાત તો માન્યા વિના ચાલેજ કેમ, તે તો કીસનની વાણી છે, પણ તે વાણી ગુહ્ય છે. જે અર્થ માત્ર અમે ધર્મ ગુરૂઓજ જાણી શકીએ છીએ, સામાન્ય સમુહતે તેના અર્થ કરવાનો કાંઇ અધિકાર નથી અને આપણો પવિત્ર વેદ વચન પુર્વક કહે છે કે, અમારા મંદિરના પુજારીઓ ઉપર વિશ્વાસ રાખવાથી પુનઃ જન્મ (અવતાર) માં લાભ મળે છે. હજુ ત્હારા માટે આશા છે અને તું ત્હારા દુઃખમાંથી મુક્ત થઇ શકે છે, પરંતુ તાહરે તે માટે ત્હારી સ્ત્રીને મુર્તિ આગળ નમન કરવા માટે મોકલવી પડશે. હવે તો માત્ર ત્હારા માટે એજ ઉપાય બાકી રહ્યો છે.

આટલું બોલી તે વળી પાછો હુકો ગગ ડાવવા બેઠો. અને થોડી વ રે એક અફીણની ગોળી ગળીને ઉભો થયો અને પેલી યુવાન સુંદરીને એક બાજુએ લઇ જઇ કહેવા લાગ્યો.

**પુજારી**—ત્હારા ધણી ઉપર મર્ણનો હાથ પડી ચુકયો છે જ્યાં સુધી દેવી તેને બચાવશે નહિં ત્યાં સુધી તે બચી શકશે નહિં, અને જો તે મર્ણ પામશે તો તું ક્યાં જાણતી નથી કે ત્હારે પણ તેની સાથે સ્વર્ગે ગયા વિના છુટકો નથી? માટે તે વખત આવે તે પહેલાં અત્યારથી ચેતી લેતો વધારે સારૂં છે.

**સુંદરી**—હું મ્હારા પતિના મર્ણ પછી તેનો સાથ દેવા, એટલે સતી થવા તૈયાર છું. પવિત્રમાં પવિત્ર ધર્મ, વિધવા સ્ત્રી ઉપર જે કાંઇ ફરજ મુકે છે તે ફરજની ક્રીયાથી બીહ

જાઇને મ્હારા કુળને લાંચ્છન લગાડું એવી હું નથી એતો ખાત્રીજ રાખજે.

**પુજારી**—તો શું તું એવી ભયંકર ક્રીયા કરવી ન પડે તેમજ ન કરવાથી ધર્મની આજ્ઞાને બાધ ન આવે એવા ઉપાયો લેવા ચાહતી નથી ?

**સુંદરી**—ના, હું કોઇ પણ પ્રકારે જે ફરજ ભયંકર, પણ પવિત્ર છે તે ફરજને પાળ્યા વિના ઉડાવી દેવા રાજી થનાર નથી.

**પુજારી**---નહ, નહિં, આ ત્હારા ખરા અંતઃકરણ પુર્વકના વિચારો નથી, તું મ્હારાથી શા માટે છુપાવે છે ? જો તું ધર્મ ગુરૂની કદર કરીશ તો ત્હારા ધણીનો જીવ જે પ્રકાશ કિંવા અંધકારના દેશમાં જવાની તૈયારી કરી રહ્યા છે, તેની સાથે ત્હારા જીવને જતો તે બચાવી લેશે.

**સુંદરી**—બચાવી લેશે ! ! ! આ સંસારી

આપદાઓ અને વીટંબણાઓમાંથી જે ક્રીયા મને મુક્ત કરી શકે છે તે ક્રીયા પાળતા મને શા માટે અચકાવશે? આ સંસારી જીવનમાં એક બાની સ્થીતિ દુઃખ આપદા અને ગુલામીની છે. તેથી જ્યાં એવી આપદાઓનું નામ નીશાન નથી ત્યાં હું ખુશીથી જઈશ.

**પુજારી**—ખરેખર તું એક ભોળી સ્ત્રી છે, શું તું જાણતી નથી કે જો તું હારા ધણીના મુડદાંની સાથે ચીતા ઉપર બળી મરીશતો હારા ધણીનો જીવ જે સારી કિંવા નરસી ગતીમાં પડશે તેજ ગતીમાં હારે પણ પડવું પડશે. હારો ધણી યુવાન છે તેનાં મગજમાં હજુ જુવાનીની વાતો ભરાએલી છે, સંસાર પ્રત્યેનો મોહ હજુ તેના મનમાંથી નાશ પામ્યો નથી. તેમજ તેને પોતાના જુવાનીના દીવસોના પાપોનું પ્રાયશ્ચિત કરવાનો સમય મળ્યો નાહી, પરિપકવ ઉમરે તેને અ-

નુભવ અથવા ડહાપણનો પાઠ શીખવ્યો નથી તેથી તેનો જીવ સારી ગતીમાં જશે એમ કહેવું શંકા ભર્યું છે, હજુ ત્હારી વય કુમળી છે. તેને ભવિષ્યમાં જે કાંઇ શિક્ષા મળશે તેને લાયક તું થઇ નથી.

આ વખતે તે ધર્મગુરૂની રંગોરંગમાં અફીણે સારી પેઠે અસર કીધો હતો તેની આંખો લાલચોળ બની ગઇ હતી, તેના અવયવામાં જુવાન વયના માણસ જેવો જુસ્સો ભરાઇ ગયો હતો તે જુવાન સુંદરીને ઘણું ભારૂં લાગ્યું હતું પણ તે એક બ્રાહ્મણની સામે થઇ શકતી ન હતી, પછી પેલા બ્રાહ્મણ પુજારીએ આગળ વધી સુંદરીના ખભે હાથ મુકી કહ્યું કે.

**પુજારી**—પુત્રિ! આજ રાત્રે મંદિરમાં આવજે, અને સાથે કાંઇ બળીદાન, પણ લાવજે ખાત્રીથી માન જે કે ત્હારે બીજું

ધર્મ ગુરૂની જરૂર પડશે નહિં. અને ગાંડી! મ્હારા ધણીની સાથે બળી મરવાનો વિચાર મૂકી દે! જ્યારે ત્હારો ધણી મર્ણ પામે, ત્યારે જોજે તો ખરી તું અત્યાર કરતાં એ વધારે સુખી હોઇશ!!! સાંમાન્ય સમૂહને તો એમજ મનાવવું પડશે કે તું ત્હારા ધણીની સાથે ચેહમાં બળીને સતી થઇ ગઇ, પણ મ્હારો ભરોસો રાખ, હું તને બળીને ભષ્મ થઇ જવા નહિં દઉં. જો કે મ્હારા આ હાથ તને અત્યારે નિર્બળ અને અશક્ય દેખાતાં હશે તો પણ તારૂં રક્ષણ કરવામાં તને સળગતી અગ્નિના ભડકામાંથી ખેંચી કાઢવામાં સતાવાન નિવડશે.

બ્રાહ્મણના આ શબ્દો સાંભળી તેણીએ કહ્યું,

સુંદરી—તમે જાઓ. મ્હારે મ્હારી ફરજ કેવી રીતે પાળવી એ હું સારી પેઠે જાણું

છું મને તમારા જેવા સલાહકારની કાંઈ જ-રૂર નથી. આપણા મંદિરની મુર્તીને બળિદાન આપી ઐશ્વરી સ્હાય માટે પ્રાથના કરીશ. અને તેમાંજ મ્હારી આશા રહેલી છે,

**પુજારી**—તો ઠીક, આજે સાંજે આપણે મળીશું, અત્યારે તો હું જાઉં છું.

બ્રાહ્મણના ગયા પછી તે શુશીલ પતિવૃતા પત્નિ પોતાના પતિના પલંગ પાસે ગઈ અને ચીંતાતુર દ્રષ્ટીથી તેને નિહાળી, તેના પલંગની નીચે બ્રાહ્મણની વાતચિતથી કાંઇક કંટાળેલી હોવાથી સુઇ ગઇ.

# પ્રકરણ ૩ જું.

તેજસ્વિ સુર્ય જાણે પોતાની આખા દીવસની મુસાફરીથી કંટાળેલો અને જાણે દુષ્ટ તથા અનીતિમાન લોકો ઉપર ક્રોધાયમાન થયો હોય, તેમ ગુસ્સાથી લાલચોળ બનેલો, તથા એકજ સર્વ શકિતમાન પરમેશ્વરને ભુલી મુર્તી પુજામાં તલ્લીન રહેનારા લોકોની મુર્ખાઇ ઉપર કાંઇક હસતો હસતો સમુદ્રની પાછળ અસ્ત થઇ ગયો. તેના અસ્ત થતાં વેંતજ સંધ્યાએ પોતાનો કાળો ઝાંગો સોમનાથના શહેર ઉપર નાખ્યો, અને પછી તરતજ ગંભીર રાત્રીને શોભાયમાન કરનારા તારાઓ આકાશમાં ઝગઝગી નીકળ્યા.

સંધ્યા પછી એક કલાકે પેલી યુવાન સુંદરી કે જેના મન ઉપર દુઃખનું વાદળ ચડી આવ્યું હતું, તે પોતાના ઘરમાંથી નીકળી

સોમનાથના મંદિરમાં ગઇ. સોમનાથનું મંદિર
તે એક મહા મોહટી ભવ્ય અને દિવ્ય ઇમા-
રત હતી. આ મંદિરના અંદરના ભાગમાં
કોતરકામ ઇત્યાદીની અસંખ્ય કારીગરીઓ
નજરે પડતી હતી. તેના મોહટા મોહટા
અસંખ્ય થાંભલાઓમાંના દરેક ઉપર મહા-
ભારતમાંની ઉપકથાઓ લખેલીઓ હતી. એક
મોહટા વિશાળ ઘુમટની વચમાં લટકાવેલા
દીવાથી ચારે તરફ અજવાળું જતું હતું. અને
તેજ મોહટા ઘુમટની તળે પોતાની નમ્ર અને
અંતઃકરણ પૂર્વક નમન કરનારાઓ અને પગે
લાગનારા પુજારી પ્રત્યે, ભયંકર અને ઘોર
અચેતનપણા અને અશુદ્ધિની કદી પણ નહિ
બદલાય એવી એક સરખી નજર નાંખતી,
મોહટી મુર્તી ઉભી કરવામાં આવી હતી. આ
મુર્તીને પથ્થરની તેમજ બેઢંગી રીતે ભયં-
કર અને વિકાળ રાક્ષસી રૂપની બનાવેલી

હતી. તેના માથાને અમુલ્ય હીરા માણેકથી સુશોભીત કરવામાં આવ્યું હતું. અને તેવાજ અમુલ્ય હીરા માણેક મંદિરના દરેક થાંભલામાં અસંખ્ય જડેલાં હતાં. તેની બન્ને આંખો એવાતો શ્રેષ્ઠ પ્રકાશિત માણેક, લાલની બનાવેલી હતી કે તે ભયંકર અને જડ મુર્તીને પગે લાગનારાઓના અને પુજારીઓના મનમાં એક પ્રકારનો પવિત્ર ભય ઉત્પન્ન થતો હતો.

તે મંદિરમાં ઘુમટ વચ્ચે લટકતા માત્ર એકજ દીવા વિના બીજો દીવો સળગાવવામાં આવતો નહિં, અને તે દિવાનો પ્રકાશ, તે મંદિરને શોભાયમાન કરતાં જૂદા જૂદા થાંભલાઓમાં જડેલા અને મુર્તીના માથા ઉપરના હીરા, માણેક ઉપર પડી આખા મંદિરને એવું તો ઝગમગાવી મુકતા કે જોનારાને તે માણસનું કર્તવ્ય નહિં પણ દેવતાઈ કર્તવ્ય દેખાય. આ જુઠા, જડ, અને કૃત્રિમ દેવને દરરોજ અ-

સંખ્યાબંધ કીમતી બક્ષીસોનો આપવામાં આવતા, પરંતુ તે દ્રવ્યના સંગ્રહનો ખજાનો કયાં છે તે એક રાફડા મોહટો ભેદ હતો, અને જો ત્યાંના ઢોંગી બ્રાહ્મણોના શબ્દોમાં કહીએ તો તેના ખજાનાની હકીકત માત્ર તે મુર્તી જાણતી હતી. તે મંદિરની બન્ને બાજુએ જુદા જુદા ઓરડાઓ હતા, જેમાં તે મંદિરના અધિકારીઓ રહેતા હતા. અને જેના જેના ઓરડાઓ હતા તેઓ વિના બીજાઓને તેમાં જવાની સખત મનાઇ હતી. જે ઓરડાઓમાં પવિત્ર ગણાતા બ્રાહ્મણો અને ધર્મગુરૂઓ રહેતા અને જેમાં તેઓ વિના બીજા કોઇને પણ જવાની સખ્ત મનાઇ હતી, તેમાં દરરોજ વિચીત્ર અને ગુહ્ય અને ન સમજાય તેવા બનાવો બને છે એમ કહેવાતું હતું. જે બ્રાહ્મણ પેલા માંદા હિંદુની મુલાકાતે આવ્યો હતો તેનો પણ આ મંદિરની પાસે બાજુમાં

એક ઓરડો હતો. અને તે બ્રાહ્મણ પણ આ મંદિર કે જ્યાં ધર્મના ઓઠામાં રહી રાતના વખતે કમકમાટ ઉપજે તેવા બીભત્સ અને પાપમય કૃત્યો કરવામાં આવતા હતા, તેના અધિકારીઓમાંનો એક હતો. રાતના વખતે ત્યાં ચાલતા બીભત્સ અને પાપમય કૃત્યોની બીજા સામાન્ય સમૂહને ખબર હતી નહીં તે કૃત્યોને જે માણસ કિંવા સ્ત્રી પવિત્ર ગણતી અને તેમાં જે મુર્તીની પ્રસન્નતા રહેલી છે એમ માનતી તેઓ વિના બીજા કોઈએ દીઠેલ હતાં નહિં.

૬૭, પણ ધડકતા હૃદયની સાથે પેલી યુવાન સુંદરી આ ભયાનક અને વીકરાળ મંદિરમા દાખલ થઇ. મંદિરના નીચલા ભાગમાં કાંઇ કાંઇ ઝાંખો પ્રકાશ હતો. મોહટી મુર્તી દૂર ઘુંઘટ નીચે અત્યંત પ્રકાશમાં ઉભેલી હતી. પરંતુ ત્યાંનો પ્રકાશ અહિંયાંના

કાંઇ કાંઇ અંધારાને તદન દૂર કરી શકતો નહિં.

તે મંદિરની આસપાસના મોહટા મોહટા ભયાનક થાંભલાઓમાં જે મુર્તીઓ કોતરવામાં આવેલીઓ હતી, તે આ દ્રઢ અને મક્કમ પણે આગળ વધતી યુવાન સુંદરી તરફ જાણે ક્રૂર મનુષ્ય ભક્ષી રાક્ષસ સમાન નજર નાખતીઓ હોયની ! એવી વિક્રાળ દેખાતીઓ હતી. જેમની તરફ જોવાને આ યુવાન સુંદરીનું હૃદય ધડકતું હતું. રાત્રીના આવા અંધકાર સમયે તેનો અહિં આવવાનો હેતૂ શો છે તેનું તેણીને તીક્ષ્ણ વેગથી સ્મરણ થયું. અને એવી અંધકારવાળી પણ ગંભીર જગ્યાએ અને તે પવીત્ર ગંગાના મંદિર કે જેમાં તેણી હમણાં, પોતાના પતિને મરતો બચાવવા ખાતર મ્હેરી મુંગી અને જડ મુર્તીને પ્રસન્ન કરવા દાખલ થઇ હતી, તેના આત્મા

શરિરના લોહીમાં એક પ્રકારની એવી નાસી-પાસી અને શીતળતા ફુંકી દીધી કે, તે તે-ણીના જીવનના પ્રવાહને રોકી દેવાનું કામ કરે તે સમાન લાગી.

જ્યારે તેણી ઘુમટની પાસે પોંહુચી ત્યારે તેણીની જાત વિના ત્યાં બીજું કોઇ હોય એમ જણાતું હતું નહિ, તે વખતે તે આખું મં-દિર અસંખ્ય હિરા માણેકના પ્રકાશથી ઝગ-મગી રહ્યું હતું, તેણી પ્રથમ તે મોહટી મુર્તી-ને પગે લાગી. પછી પોતાના પતિને મર્ણ પામતો બચાવવાની અંતઃકરણ પુર્વક પ્રાર્થના કરવા લાગી.

તે દેશના તે વખતના હિંદુઓમાં એવો મત પ્રસરેલો હતો કે મર્ણ પછી જીવાત્માને સોમનાથની મુર્તી પોતાની પાસે બોલાવી લે છે. અને આ જીંદગીમાં તેણે જે કાંઇ પુન્ય પાપ કર્યા હોય તેના પ્રમાણમાં તેને બીજું

શરીર એટલે આકાર આપો છે. તેઓની તે મુર્તી પ્રત્યે એટલાં બધી આસ્થા વધેલી હતી કે સમુદ્રમાં જે ભરતી તથા ઓટ આવે છે તે આ મંદિરને માન આપવાની અને પુજન કરવાની સમુદ્રની હીલચાલ હતી.

મુર્તીને પગે લાગ્યા પછી તેણી મુર્તીના નીચલા ભાગની પાસે ગઇ અને તેના ઉપર સોનાની એક મુડી મુકી, કેમકે સોમનાથની મુર્તી જ્યાં સુધી તેને બળિદાન આપવામાં આવતું નહિ ત્યાં સુધી કોઇની પ્રાથનાને કિંવા વિનંતીને સાંભળતી નહિ. સોમનાથની મુર્તીનો આ ટેકસ ( વેરો ) ચુકવ્યા પછી તેણીએ પોતાના પતિને મર્ણથી બચાવવાની વિનંતી કીધી. અને સાથે એ પણ અરજ કીધી કે, જો તેના નશીબમાં મોતજ લખેલું હોય તો પેલા ભવમાં તને એવો સારો અ-વતાર આપજે, કે જે મોક્ષની લગભગ હોય

જ્યારે તે વિનંતી કરી રહી ત્યારે મુર્તીમાંથી તેણે એક અલૌકિક અવાજને આવતો સાંભળ્યો અને તેથી આંખો વિશેષ ચમકવા લાગી. અને જ્યારે તેણી કાંઇ ખુશ થતી થતી ઉભી થઇ ત્યારે તેણે પોતાની આગળ પેલા ઘરડા બ્રાહ્મણને કે જે તેના પતિની મુલાકાતે આવ્યો હતો, તે ઉભેલો જોયો. તેણીએ લગારે બ્હીક વિના તેની સામે જોયું. એટલે પેલા ઢોંગી બ્રાહ્મણ પુજારીએ કહ્યું.

**પુજારી**—મુર્તી ત્હારા ઉપર પ્રસન્ન થઇ છે, ત્હારી પ્રાથનાઓ સાંભળવામાં આવી છે, અને તું એ માણુસની કૃપા અને ખાસ મહેરબાની પ્રાપ્ત કરવા ભાગ્યશાળી થઇ છે કે જેની જીંદગીની મુદતમાં મહાયુગ, તે આ સંસારના સમય સાથે સરખાવતાં માત્ર એક પળવાર સમાન છે.

**સુંદરી** તમે મ્હારી મશકરી કરો છો,

શું દેવ પોતાના પુજારીઓ સમક્ષ પ્રગટ થવા માટે ખરેખરા દેહધારણ કરે છે ?

**પુજારી**—હા, દેવ જેની ભક્તિ અને પુજ્ય ભાવનાને પસંદ કરે છે તેના ઉપર કૃપા કરવા, તેની સમક્ષ, પોતાના પુજ્ય સેવકોમાંથી જેની સેવા ચાકરીને તે પસંદ કરતો હોય તે સેવકના રૂપમાં, પોતાને પ્રગટ કરે છે અને એવી રીતે દેહ ધારણ કરી પ્રગટ થઈ પોતાની પ્રસન્નતા દર્શાવે છે. આ જ રાત્રે તું ત્હારા ઉપર પ્રસન્ન થએલા દેવને તેના સેવક બ્રહમણોમાંના એકના રૂપમાં જોઈશ.

આ વાતચીતથી જો કે તે આશ્ચર્ય તો પામી. તો પણ ધર્મ ગુરૂઓ અને મંદિરના પુજારીઓને તેને જે માન આપવાનું શીખવાડવામાં આવ્યું હતું તેને લીધે તેને તેની સંત્યતામાં કાંઇ શંકા ઉત્પન્ન થઇ નહિં તેની

આસપાસ જે દેખાવો થઇ રહ્યાં હતાં, અલૌકિક રીતે આખા મંદીરના પ્રકાશના જે પ્રતિબીંબો મુર્તિ ઉપર પડતાં હતાં અને તેથી જે તેજસ્વી દેખાતી હતી, તેની પ્રાર્થનાનું અને તેના ધણીનું શું પરિણામ આવશે એ ચિંતા, તેની પ્રાર્થનાઓ સ્વીકારવામાં આવી છે. એ વચન ઇત્યાદી, સર્વે બિનાઓએ તેને એવી ગભરાવી નાખી કે તે ગાભરી બની ગઇ અને ઉત્સાહ પુર્વક દેવને અર્ધ રાત્રીએ મળવાનું મુકરર રાખ્યું.

પોતાના ભકતો સમક્ષ પ્રગટ થવા માટે જે દેવ દેહ ધારણ કરનાર હતો તેની અર્ધ રાત્રીએ મુલાકાતથી શો મોહટો ભય નીપજવાનો હતો તેનું તે સુંદરીને સ્વપનુંએ આવ્યું હતું નહિં. જે ધર્મમાં તેણી મોહટી થઇ હતી, તે ધર્મમાં દેવતાઓ માણસ જાતની સાથે મોહપાસ (પ્યાર) માં પડે છે, એમ

હોવાથી પણ તેના પવિત્ર હૃદયમાં પેલા લુચ્ચા બ્રાહ્મણે દેવના અર્ધ રાત્રીએ મળવાના સંબંધમાં જે ભવિષ્ય વાણી ભાખી હતી તે વિષે કાંઈ ખોટો વિચાર આવ્યો હતો નહિં, ઉપરાંત તેણી જાણતી હતી કે દેવ તેણી ઉપર પ્રસન્ન થયો છે અને અર્ધ રાત્રીએ તેણીને સાક્ષાત દર્શન દીધાં છે એમ જાણી તેનો ધણી ઘણો ખુશ થશે અને દેવનું તેણી ઉપર પ્રસન્ન થવું તેના માટે માન ધરાવવાનું કારણ થઇ પડશે.

તે ઢોંગી બ્રાહ્મણ સારી પેઠે જાણતો હતો કે તેણી ધર્મના ઓઠામાં કાંઇ પણ શક વિના સારી પેઠે દાવમાં આવી જશે, અને તેણી તે વખતે જે ઇચ્છા અને લાલસામાં હતી તેને વધારે પુષ્ટી આપવા માટે અને તેણીને વધારે સહેલાઇથી પોતાનો શિકાર બનાવી લેવા માટે તેણે તે મંદીરમાં કેટલીક

ધિક્કાર પાત્ર તરકટી રમતો દાખલ કરી દીધી; જે હિંદુઓના મંદિરમાં વાર વાર કરવામાં આવે છે. કંચનીઓ એટલે નાચ નારીઓની એક અમુક સંખ્યા તે મંદિરમાં આવી, અને મુર્તિ સમક્ષ નૃત્ય (નાચ) કરવા લાગી, જેમાં કેટલાક બ્રાહ્મણો પણ શામીલ થયા અત્યંત્ર પુજ્ય ભાવનાથી મુર્તિની સમક્ષ નૃત્ય કરવા અને તાળીઓ પાડવા તથા ગુણ ગાવા લાગ્યા.

આવા લજ્જા ભર્યા નૃત્ય તે સુંદરી કાંઇ પણ શરમ વિના જોતી હતી. કેમકે તેણી એમ જાણતી હતી કે, સોમનાથની મુર્તિની તે ખાસ ભક્તિ અને સેવા છે, અને દેવ આવાજ મોજશોખ અને રાગ રંગમાં મસ્ત રહેવાને વધારે પસંદ કરે છે, જ્યારે આવી ધુમાચકડીવાળો રાત્રયુત્સવ પુર્ણ થયો ત્યારે તે ધર્મનું મંદિર ધિઃક્કાર પાત્ર દુરાચારના અખાડામાં બદલાઇ ગયું. જે દીવો બાળેલો

હતો તે એક દમ ઓળવી નાંખવામાં આવ્યો, અને તેમ મહા મોહટા ઘોર મંદિરમાં ચારે તરફ અંધકાર પ્રસરી ગયો. આથી પેલી યુવાન સુંદરી ગભરાઇ ગઇ, જે લોકો પોતાના દેવની સમક્ષ અસભ્ય, ભુંડાળા, અને અપવિત્ર કૃત્યો કરતા હતા, તે લોકોના હસવાનો અને હજારો ગળામાંથી નીકળતાં હર્ષ અને આનંદના અવાજો તેણીએ સાંભળ્યાં તેણી આશ્ચર્ય અને ભય યુક્ત સ્તબ્ધ ઉભી રહી. તેના મનમાં ભય અને ભાસ એવો પ્રસરી ગયો કે તેણી જે બારીમાં થઇને આવી હતી તે બારી તરફ પાછી ખસવા લાગી, પણ એટલામાં એક મધુર બીભત્સ અવાજ તેના સાંભળવામાં આવ્યો.

"આવ દેવને બેટીસે, તે ત્હારી વાટ જુવે છે, અર્ધ રાત્રીનો સમય થઇ ચુક્યો છે તે તને ભેટવા માટે અધીરો થઇ રહ્યા છે."

આ અવાજ સાંભળતાંજ તેનું હૃદય ધડકવા લાગ્યું, તેના મનમાં તરત શંકા ઉત્પન્ન થઇ. જો કે અવાજને બદલવામાં આવ્યો હતો, તો પણ તેની તીવ્ર શ્રવણ શક્તિએ તેને પીછાણવામાં ભૂલ ખાધી નહિં. તે અવાજ પેલા બ્રાહ્મણનો હતો. તેના મનમાં એવો વિચાર ચમકી ઉઠ્યો કે ખરેખર મને દેવે પ્રેરણા કીધી કે આ સર્વે ઢોંગ છે. એમ હું એકદમ સમજી. હવે તેના મનમાંની સર્વે શંકા દૂર થઇ, અને તેને ખાત્રી થઇ કે—હું વિશ્વાસ ઘાતીના ફંદામાં ફસી છું. આ જાણતાંજ તેનો શ્વાસ રૂંધાવા લાગ્યો, તે એક શબ્દ પણ બોલી શકી નહિં, તેથી કોઇ વિશ્રામ લેવાની જગ્યા શોધવા લાગી. શોધતા શોધતાં તેનો હાથ મુનીના આસન ઉપર અડી ગયો, અને તરતજ તેણે નીચલો અવાજ સાંભળ્યો.

" આવ! આવ! આટલો બધો વિલંબ શાનો કરે છે, દેવ અધીરો થઇ રહ્યો છે, જેના ઉપર તે રીઝે છે, અને કૃપા કરે છે, તેના તરફથી માત્ર તેના હુકમની એકદમ તાબેદારી અને સેવા ચાહે છે, વિલંબ ચાહતો નથી. લે આવ! આ રહ્યો! ? ?

સુંદરી—દૂર હઠ! ઠગારા! ધુતારા! લુચ્ચા, ઢોંગી! હું ત્હારા ફંદામાં ફસી જાઉં એમ ધારે છે? અફસોસ કે મ્હારી સાથે વિશ્વાસઘાત કર્યો, જ્યારે સોમનાથનો દેવ સરસ માં સરસ અને ઉત્તમમાં ઉત્તમ દેહ ધારણ કરવા શક્તિમાન છે ત્યારે એક વૃદ્ધ અને કદરૂપા તથા બેડોળ બ્રાહ્મણનું રૂપ શા માટે તે ધારણ કરશે? મ્હારૂં સ્વપનું વહી ગયું છે, તું મને ભોળી સમજી છેતરવા આવ્યો છે, અહિંથી દુર થા, અને મને મૂકી દે. જે માણસ પોતાના ધર્મને મશકરી સમજે છે

અને, આવા પવિત્ર સ્થાનમાં ભુંડા અને ધિક્કારપાત્ર કાર્યો કરવા ધારે છે. તેવા માણસને હું કદી શરણે થનાર નથી. તેવા માણસનું કદી કહ્યું માનનાર નથી, ખરેખર મ્હારૂં હૃદય પ્રકાશીત થયું છે કેમ કે મ્હારી પ્રાર્થનાઓ સાંભળી છે અને તેથીજ હું " લોહ અંગારકા " ના અંધકારમાં પડનાર અસુરો જેવાના એકના નીચ કાવત્રામાંથી મુક્ત થવા પામી છું.

પોતે પોતાની નેમમાં અને [illegible] ચ ધારણા માં નિષ્ફળ થયો એમ ધારીને, પેલા લુચ્ચા બ્રાહ્મણે ક્રોધાયમાન યુક્ત થઇ તેને મૂકી દીધી.

તેણી મુર્તીના આસન ઉપર અઢેલીને મોટા મોટા દુઃખમાં ગરકાવ થએલી, કેટલીક વારસુધી ઉભી રહી, એટલામાં એકાએક તે મુર્તી અંદરથી ધરૂજવા લાગી, તેમાંથી લાખો સાંપના ફુંફાટા જેવા ભયાનક અવાજો આવવા

લાગ્યા. તેના નાક, આંખો અને કાનમાંથી અગ્નિના અંગારા જોરજોર નીકળી નીકળી તેની આસપાસ પડવા લાગ્યા. જેથી આખું મંદિર ચકચકિત થઇ ગયું અને તેણીની નજરે મંદિરનો દરવાજો પડયો. તેણી આ સર્વ આશ્ચર્યો અને ભય હોવા છતાં પણ દરવાજા તરફ દોડી અને આખરે દરવાજે પહોંચવામાં ફતેહ પામી તેના ગભરાટથી ગરમ થઇ ગએલા ફેફસાંમાં સ્વચ્છ પવન વાવા લાગ્યો જેથી તેને કેટલીક શાંતી મળી અને તેનો કાંઇક ભય દૂર થઇ ગયો. આખરે તે ચીંતા અને આશાભરી ઘેર પહોંચી. પરંતુ તેનો ધણી ક્યારનોએ પરલોકમાં જઇ ચુક્યો હતો.

## પ્રકરણ ૪ થું.

તે હિંદુના મરણ પામવાના અને પેલા ભવમાં એક પગથીયું આગળ વધવાના અને બ્રહ્મમાં મળી જવાની લગભગ પોંહચ્યાના સમાચાર સર્વે સગાં વ્હાલામાં અને જાણ પીછાણ વાળાઓમાં પ્રસારી દેવામાં આવ્યા. પુરૂષો અને સ્ત્રીઓ કુટતાં કુટતાં અને મોહટી રાડો પાડી રડતાં રડતાં મર્ણ પામેલા હિંદુ. ના ઘર તરફ આવ્યા. કેટલીક સ્ત્રીઓ પોતાના વાળ છુટા મુકી પરજીયાં ગાઇ છાજીયાં લેવા લાગી. અર્થાત મહા મોહટો કોલાહોલ મચાવી મુકયો. આ સઘળો વખત પેલી યુવાન સુંદરી પોતાના ધણી સાથેના પોતાના મર્ણના દુઃખ દાયક વિચારોમાં ગરકાવ બેસી રહી હતી. પોતાનું જેવી ભયંકર રીતે મર્ણ નીપજવાનું છે તે ભયંકર ભયે હેના મનને ઘેરી લીધું

હતું. ન તે હાલી શકતી હતી, તેમજ ન પોતાની નજર ઉંચી કરી શકતી હતી.

હવે આપણે જેના વિષે કહી ગયા છીએ તે બ્રાહ્મણ મરણ ક્રીયા કરવા માટે આવ્યો પ્રથમ તો તેણે પેલા જુવાન વિધવાના કાનમાં કાંઈ કહ્યું અને તેને કેટલોક દીલાશો અને તેને કેટલોક દીલાસો અને આશા આપી પરંતુ તેણીએ તેના કહેવાને સાંભળ્યું નહિં. તેણે તેણીને બળતી ચીંતામાંથી બચાવવાની આશા આપી, પરંતુ તેણીએ ધીક્કાર યુક્ત તેને તરછોડી નાંખ્યો. આથી પેલો લુચ્ચો બ્રાહ્મણ પુજારી કાંઇક ગુસ્સે થએલો પોતાના શીકાર પાસેથી હઠી ગયો અને જે ક્રીયાઓ કરવાની હતી તે ક્રીયાઓ કરવા લાગ્યો જ્યારે સર્વે સામગ્રી તૈયાર રહી. ત્યાર બાદ બ્રાહ્મણે પ્રથમ ન્હાઇ વનસ્પતીની એક ચીરી લઇ મરણ પામેલાની આંગળીએ બાંધી અને પછી બોંય ઉ-

પર ગંગાનું કેટલુંક પાણી છાંટી પોતાના દેવોની પ્રાર્થના કરવા અને વિચીત્ર પ્રકારે પગે લાગવા માંડયો. આ પ્રાથનામાં, મર્ણ પામેલાના સગાં વ્હાલાઓ, ભવિષ્યમાં તેને સુખ મળે એટલા માટે શામીલ થતાં હતાં.

૯. જ્યારે તેઓના ધર્મના ફરમાન મુજબ આ પ્રકારની ક્રીયા પુરી થઇ રહી ત્યારે મંદિરમાંથી કેટલીક અગની અને અમુક વનસ્પતિ લાવી મુરદાંની પાસે જુદી જુદી ચાર જગ્યાઓએ મુકવામાં આવી. મર્ણ પામેલાંના કેટલાંક સગાંવ્હાલાઓ આ અગ્નીમાં સુકું ઘાસ નાખવા લાગ્યાં, આ દરમીયાન પેલો બ્રાહ્મણ પ્રાર્થના કરવામાં અને મંત્ર જંત્ર ભણવામાં રોકાએલો હતો. પરંતુ મર્ણ ક્રિયાઓમાંની એક અંગ ક્રીયા કરવા માટે તે મંત્ર ભણતા ભણતાં અટકી પડયો. પુષ્પોથી શ્રંગારેલી એક ગાય તરતજ ત્યાં દાખલ કર-

વામાં આવી અને આ [illegible] મર્ણ પામે-
લો માણસ પેલા [illegible] અવસ્થા ન
પામે એટલા માટે [illegible] કરવામાં આવી.
[illegible] પણ તેઓને [illegible] આચંકા ખા
ધા વિના જોણે પરલોકમાં પણ તેના બાપનું
[illegible] હોયની ! તેમ વચન પુર્વક કહ્યું
કે મ્હારી પ્રાર્થના અને સ્તુતિ કદી સફળ
થયા વિના રહેતીજ નથી તમે નચિંત રહો.
એ બ્રહ્મમાં મળી જવા લગભગ પોંહચી જશે.
ક્રીયાઓ પુરી થઇ રહી તે પેહલાં કેટલીક
બીજી ભેટો પણ તેને આપવામાં આવી હતી.
ત્યાર બાદ પ્રાયશ્ચીતની ક્રીયા કરવામાં આવી.
પછી તેના મડદાને નહવડાવવામાં આવ્યું
અને તેના કપાલ ઉપર, તેલ અને ગેરૂ ઇત્યા
દીના મિશ્રણ વડે તેની જાતની નિશાની કર
વામાં આવી. પછી તેના મર્ણનો ઝુભ્ભો
(કફન) પહેરાવ્યો અને તેના મોહડામાં એક

સેપારી ઘુસેડ [illegible] ી તેના ચેહ
રા ઉપર રુપાનું [illegible] નાદાની પટીને
ચીરી તે પડ તેના બે અંગુઠા બાંધવામાં
આવ્યા અને પછી મડદાં ઉપર સંદલ ચોપડ
વામાં આવ્યું પછી તે મડદાને રાતાં લુગડાંથી
ઢાંકેલી અને પુષ્પોથી સુશોભિત બનાવેલી
પાલખી ઉપર બેસાડી દીધું.

પછી ઘરની દીવાલમાં મોહટું બાકું
પાડી તેમાંથી મુડદાની પાલખીને ઘર બહાર
લઇ ગયા અને પછી તરતજ તે બાકાંને
ચણી લીધું જ્યારે પાલખી બહાર આવી ત્યારે
પ્રકાર પ્રકારના વાજા વગાડવા શરૂ કીધા અ
ને મોહટો શોરબકોર કરી મુકયો. જ્યારે
આ સર્વ તોફાન શમશાનમાં પહોંચ્યું ત્યારે
પાલખીને ભોંય ઉપર મુકવામાં આવી અને
ચારે દીશાએ ચાર બોબાણ પાડી, મૃત્યુ લો,
કમાં રહેતાં આકાશ ગામી આત્માઓની મહે

રખાની પ્રાપ્ત કરવા માટે તેઓને ચોખા ઇ-ત્યાદીનું બળીદાન આપવામાં આવ્યું.

મડદામાં કાંઇપણ જીવના ચિન્હ બાકી રહ્યા છે કે નહિ એ જોવા માટે તેના નાક ઉપર ચીમટી દેવામાં આવી; કારણ કે, હીંદુઓ, જો કે તેઓના અદ્ભુત બીનાઓ ઘડી કાઢનારાઓએ એવો કોઇ દાખલો નોંધ્યો નથી તોપણ એમ માને છે કે, મડદાંઓ સજીવન થઇ શકે છે. પછી તે લાશના માથા ઉપર પાણી રેડી, જો કદાચ મડદું બેશુધ્ધી અને મુરછાગતમાં હોય તો જાગી ઉઠે એટલા માટે વળી પાછાં રણશીંગડા અને ઢોલ, વાજાનો શોર બકોર કરવામાં આવ્યો. જયારે તેઓને ખાત્રી થઇ ગઇ કે ખરેખર મડદામાં જીવ બાકી રહ્યો નથી ત્યારે તેને ચેહની પાસે લઇ ગયા અને તે ચેહની પાસેની જગ્યાઆનાં મલીન પદાર્થો બસેઠી

તેને ગંગાના પાણીના વડે ધોઇ નાખવામાં આવી, આ પ્રકારની ક્રિયા પણ અનહદ મંત્ર, જંત્રની જપનાઓ સાથે કરવામાં આવતી હતી.

આ સરવે ક્રિયાઓ કરી રહ્યા બાદ તે મડદાને એ પથર ઉપર મુકવામા આવ્યું કે જે અગ્નીદાહ કરવાની જગ્યા હોય છે. આ પથર હરીશ્ચંદ્ર રાજાના સ્મરણાર્થે ઉભો કરવામાં આવેલો હોય છે. હરીશ્ચંદ્ર એ એક મહા મોહટો સદગુણી રાજા હતો. પરંતુ દૈવયોગે તેને એક ઢેડોના સરદારને ત્યાં ગુલામી કરવી પડી હતી. આ ઢેડીઆઓના સરદારે સ્મશાનની સંભાળ લેવાનું અને મડદાંઓને બાળવાનો વેરો ઉઘરાવવાનું કામ સોંપ્યું હતું. અહિ પણ કેટલાક મંત્ર જંત્ર ભણ્યા પછી, બાળવાનાં વેરા તરીકે તેઓએ પેલા હરિશ્ચંદ્રના પથર આગળ કેટલાક તાંબાનાં

પૈસા, નવા લુગડાનો એક કડકો, અને એક મુઠી ચોખા દાટયા. ઢેડોમાંનો એક તે સ્મશાનની સંભાળ રાખતો હતો: તે હરિશ્ચંદ્રના પથ્થરની પાસે ગયો, અને બોલ્યો કે, વેરો લીધો છે. હવે શું બાળવાની રજા આપું? હવે પાલખીને પાછી મોકલી દેવામાં આવી. અને મડદાના નખ અને વાળને સાવચેતીથી કાપી નાખવામાં આવ્યા અને એહને તૈયાર કરવામાં આવી, સુખડના લાકડાઓની ચીતા ખડકવામાં આવી હતી- કેમકે હિંદુઓ તેને પવિત્ર ગણે છે. હિંદુઓમાનાં જે શ્રીમંત હોય છે. તેઓજ સુખડના લાકડા વાપરે છે. અને સામાન્ય સમુહ વડ ઇત્યાદીના લાકડા વાપરે છે. હવે ચીતા ઉપર મડદાને મુકવામાં આવ્યું, અને તે પરલોકમાં પુરતા ખોરાકની સાથે જઇ શકે એટલા માટે તેના હાથમાં મોહમાં અને કાનમાં ચોખા

માખણ અને દહીંના લોંદા મુકવામાં આવ્યા આવી રીતે તે ક્રિયામાંનો અમુક ભાગ પુરો થયો. જો કે આ કામ ઘણીવાર ચાલે તેવું અને કંટાળા ભર્યું છે. તો પણ હીંદુઓ તેનાથી લગારે કંટાળતા નથી. તેઓનાં શાસ્ત્રમાં તે સંબંધે જે જે ફરમાનો છે તે સરવે ખુશીથી બજાવી લાવે છે.

આ હીંદુના મરણની સવારે સુલતાન મહેમુદ ગઝનવીના ચઢી આવવાના ભયની સુચના અને સમાચાર ચારે તરફ પ્રસારી દેવામાં આવ્યા હતા. અને આ સમાચાર ખરા હતા. મહમુદ ગઝનવીએ ત્રીસ હજાર યોધ્ધાઓ સહીત સોમનાથના કિલ્લાને તરતજ જે ઘેરો ઘાલ્યો હતો, તેથી સાબીત થઇ ગયું કે આવા મોટા ભયે તેઓની ક્રિયાએ માં કાંઇ ભંગાણ પાડયું હતું નહિ, મહા મોટા સુરવીર યોદ્ધાની સરદારી હેઠલના લશ્કરે

શહેરની આસપાસ જે ઘેરો ઘાલ્યો હતો. તેનો કોઇના ચેહેરાપર ભયનટીક પણ જણાતો હતો નહિ. તેઓ પોતાની સોમનાથની મુર્તી ઉપર પુર્ણ વિશ્વાસ રાખતા હતા, અને મનમાં ખાત્રી પુર્વક એમ સમજતા હતા કે, જે મુર્ત્તી પોતાનાં ક્રોધની વીજળીથી મુસલમાનોને હમણાં હાલ બાળીને ભસ્મ કરી નાખશે. અને એવી રીતે આપણને તેઓના જુલમમાંથી બચાવી લેશે. સોમનાથની દીવાલોમા વિજયી મહેમુદના નામનો શોર બકોર થઇ રહ્યા હતો, અને તેનાજ નામના ચારે તરફ પડઘા પડતા હતા. અને મુર્તી ઉપર આસ્થા રાખી જે લોકો કિલાઓપર આવ્યા હતા. અને મુસલમાનોને શ્રાપ દેતા હતા, તેઓના અવાજે અને તેથી થએલો મોટો કોલાહલ સંભાળતો હતો.

જ્યારે તે મરણ પામેલા હીંદુને બાળવાની સર્વ ક્રિયાઓ ચાલતી હતી, ત્યારે પેલી યુવાન સુંદરી પોતાના પ્રિયમાં પ્રિય પતીના મરણના શોકમાં તથા તેના મરણથી તેના પર જે આફત પડવાની હતી, તેના શોકમાં ગરકાવ હતી, તેણી ઘણી ધર્મ ચુસ્ત અને પોતાની ફરજો પાળવામાં ઘણીજ ઉત્સાહી હતી, તેથી તેણે પોતાના પતી સાથે બળી મરી સતી થવાનો દ્રઢ નિશ્ચય કરી લીધો.

તેણીનો ધણી ચીતા ઉપર મુકી ચુકાયો હતો. અને જે ભક્તિ ભાવના તેણીને માનતા શીખાડવામાં આવ્યું હતું. તે પ્રમાણે સ્વર્ગમાં તેણીને પોતાના સહવાસમાં નીરંતર રાખશે. તે પતિ પ્રત્યેની પુર્ણ ભક્તિ ભાવના સીધ્ધ કરી આપવાની સર્વે સામગ્રીઓ તૈયાર હતી. અને તેણીની રાહ જોવામાં આવે છે. એ કહેવા માટે પેલો પુજારી બ્રાહ્મણ તેની પા-

સે ગયો. અને તેણીને દીલાસાનાં શબ્દોમાં કાંઇ પણ ન ડરવાનું કહ્યું.

**પુંજારી**—તને બાળીને ભસ્મ કરી નાખવામાં આવશે નહિ. તું મારા ઉપર વિશ્વાસ રાખ, વધારે પ્રકાશીત લોક ( સ્વર્ગ ) માં તું જાય, કે જેનું ( શાસ્ત્રમાં ) માત્ર વચન આપવામાં આવ્યું છે. અને તેની કાંઇ ખાત્રી નથી. તે પહેલાં આ સંસારી સ્વર્ગનું સુખ મહાલવા માટે હું તને બચાવી લઇશ.

**સુંદરી**—તું શું બોલે છે તે હું કાંઇ સમજી શક્તી નથી. મહારા નસીબમાં જે કાંઇ લખેલું છે તે થનારૂંજ છે. મ્હારો નાશ એ નક્કીજ છે, એમાં કાંઇ ફેર પડનારો નથી, મ્હારા પ્યારા પતિ–નો આત્મા જે દશામાં દાખલ થવા નિર્માણ થયો છે તે દશામાં મ્હારો આત્મા પણ તેની સાથેજ દાખલ થાય એટ-

લા માટે મ્હારે મ્હારા પતિની સાથે ચીતામાં બળ્યા વિના છુટકોજ નથી.

**પુજારી**--પણ શું તું આ અગ્નિમાં બળી મર્ણું પામવાને ઉડાવી દેવા ચાહતી નથી.

**સુંદરી**—મ્હારાથી તે કેમ ઉડાવી દેવાય? જ્યારે તે આજ્ઞા મારે શીર એક વખારે નિપુણ અને ન બદલાય તેવી ઇશ્વરી ઇચ્છાએ મુકી છે ત્યારે હું તેને કેવી રીતે પાળ્યા વિના રહી શકું?

**પુજારી**—ત્યારે જીવવાની ઇચ્છા છે? જો એમ હોયતો બોલી દે, એ બધાનો રસ્તો થશે?

**સુંદરી**—જોમ્હારા પતિની સાથે મ્હારે મર્ણું પામવું જોઇએ એવી મ્હારી ફરજ હોય તો હું કોઇ પણ પ્રકારે આ સંસારમાં જીવવા ચાહતી નથી.

ઠગી શકે તેમ નથી. મને ચિતા ઉપર મ્હારા ધણીની સાથે બળીમરવા જવા દે. અને પછી તું જોઇશ કે એક નીમક હલાલ અને વફાદાર હિંદુ વિધવા પોતાના પતિની સાથે કેવી રીતે બળીને સતી થાય છે. !!

**પુજારી**—જ્યારે સુખ પામવું ત્હારા હાથમાં છે ત્યારે તું બળી મરવાનું દુઃખ શા માટે માથે વ્હોરી લે છે. ?

**સુંદરી**—એટલા માટે કે એક દુષ્ટ નિચ એને લંપટ બુઢ્ઢાની સાથે જીંદગી ગાળવા કરતાં પોતાના પ્રીયપતિની સાથે મર્ણ પામવું તે મોટામાં મોટું સુખ અને ઐશ્વરી બક્ષીશ છે. નીચ ! હું તને ધિઃકારૂ છું, મને ચીતા ઉપર લઇજા.

પાપી પુજારી તેના આ શબ્દો સાંભળી ચુપ થઇ ગયો; તેણે તેના ઉપર ક્રોધ અને ગુસ્સાની નજર ફીંકી.

**સુંદરી**—' પાપી ! મ્હારી સામે શું જુવે છે ? હું ત્હારાથી ડરનારી નથી મ્હારા નસીબમાં જે લખ્યું હશે તેજ થશે. મને ચીતાની પાસે લઇજા. જેને તું ધિક્કારે છે તેને દેવ પસંદ કરશે.

પછી તેણીએ ત્યાં એકઠી થએલી સ્ત્રીઓને બોલાવીને કહ્યું કે હું મ્હારા પતિની સાથે ચીતા ઉપર બળવા તૈયાર છું. આથી પેલો પુજારી બ્રાહ્મણ તે સર્વની હાજરીમાં કાંઇ બોલી શક્યો નહીં અને તેની પ્રાથમિક (શરૂઆત)ની ક્રીયાઓ કરવા તૈયાર થયો.

# પ્રકરણ ૫ મું.

જે ભોગ તેણીને આ સંસારની જંજાળ અને વિટંબણાઓથી મુકત કરી સ્વર્ગમાં તેના પતિની સાથે અનુપમ સુખ મહાલવા લઇ જનાર હતો, તે ભોગ આપવા માટે હવે તેણી સજ્જ થઇ ગઇ, તેણીને ફુલોથી શ્રંગારીને ઘરના આંગણામાં બેસારવામાં આવી. તાંસા ઢોલ અને રણસીંગડા તથા ઝાંઝોના મોહટા મોહટા અવાજો થવા માંડયા. તેણીએ પોતાના બન્ને હોઠની વચમાં એક સોપારીનો ગોળો મુકયો; અને મુકતી વખતે સોમનાથની મુર્તિનું નામ લીધું. પછી તેણીએ પોતાના ગળાને, માથાંને, અને હાથ ઇત્યાદીને પોતાના સર્વે જવાહેરો અને ઘરેણાથી શ્રણગારી જાણે લગ્ન ક્રિયા કરવાની તૈયારી હોયની! એવો પોશાક પહેર્યો.

પછી તેણી તેણીની સાહેલીઓ સાથે તથા સગાવ્હાલા અને વાજાગાજાના અવાજો-ની વચ્ચે શમશાન તરફ ચાલી. આ વરઘોડા ની સાથે બીજા ઘણા બ્રાહ્મણો હતા. અને તેમાં પેલો બુઢ્ઢો બ્રાહ્મણ પણ હતો. અને તે તેની બાજુએ ચાલતો હતો અને તેને ધીરજ દેતો હતો અને કહેતો હતો કે, ગભરાઇ-શ નહિ. આ દુન્યામાં ત્હારૂં નામ અમર રહેશે. અને પરલોકમાં કદી પણ ન અનુભવ્યું હોય તેવું સુખ પામીશ. સ્વર્ગમાં તને સીતા, જેવું માન મળશે, અને ત્યાંનો કોઇ દેવતા તેં જે જે મુસીબતો સહન કરી છે તેના બદલા માં ત્હારી સાથે પ્યારમાં પડશે. હવે તેઓએ આ દુર્ભાગી અબળાને કાંઇ પ્રવાહી પદાર્થથી ભરેલો એક પ્યાલો આપ્યો. જે તેણી પી ગઇ થોડીવાર પછી તરતજ તેણીએ જે કાંઇ પીધું હતું તેનો અસર પ્રગટી નીકળ્યો, તેણી

ની આંખો ચમકવા લાગી, અને તેણીમાં એ-
વો જોશ આવી ગયો કે તેણી એકદમ ટટાર
ઉભી થઇ; પોતાના ગુલાબી ગાલ સહિત આ
મ તેમ નજર નાંખી; પેલા બ્રાહ્મણ તરફ
ધિક્કારની નજર નાખી, પોતાના પતિની લાશ
ને જે ચીતા ઉપર મુકી હતી તે તરફ ઇસારો
કરીને કહેવા લાગી.

**સુંદરી—** શું તું એમ ધારે છે કે, હું
સર્વદાનું સુખ મુકીને આ સંસારમાં રહેવા
માટે આ ચિતામાં મ્હારા પતિની સાથે બ-
ળીને સતી થતાં લગારે આંચકો ખાઇશ ?
નહિં, નહિં, તું મ્હારી કીર્તીને જોઇશ.
મ્હારો આત્મા ઉડીને એ દેશમાં જવા તૈયાર
થઇ રહ્યો છે કે, જ્યાંના લોકો કદી મરણ પા
મતા નથી. હું પેલા વાદળાઓમાં મ્હારો
આત્મા નિરંતરના સુખના ઘરમાં લઇ જવા
માટે આવેલા દુતોને જોઉં છું. શું તું મને

એવા સુખથી દુર લઇ જઇ શકીશ? જા, જા, દુર થા, અને એક પણ શબ્દ બોલ્યા વિના મારી નજરો આગળથી ખસી જા.

હવે તેણી તદન ચુપ થઇ ગઇ. તેણીના સગાવ્હાલાં તેણીના આપુન્ય મય અને કીર્તિ મય કૃત્યથી કેટલાં ખુશ થયા છે, એ દર્શાવવા માટે તેણીની પાસે આવ્યા. આ જગ્યાએ અસંખ્ય લોકો એકઠા થયા હતા. જેઓ ઉપર તેણી દયા અને ફતેહ ભરી નજરથીં જોતી હતી. પ્રાથમિક ક્રિયાઓ થવી શરૂ થઇ ગઇ. તેથી સર્વે વાજાગાજાં ચુપ થઇ ગયાં, અને ચારે તરફ અલૌકિક ચુપકીદી અને શાન્તી પ્રસરી ગઇ.

ખીલતી અને શરૂઆતની ભર જુવાનીમાં આવેલા શરીરને આવી દયાજનક રીતે બાળી નાંખવા માટે તેણી હવે ચીતાની તરફ આગળ વધી. બ્રાહ્મણો તેણીની આસપાસ

વિંટળાઈ ગયા. અને તેણી હિમ્મત હારવા ન પામે એટલા માટે દિલાસો આપવા અને અને તેણીને શુર ચઢાવવા, તેની બહાદુરીના ગીત ગાવા લાગ્યા. બ્રાહ્મણોની આવી હીલઆલથી બળી મરવાની તેના નેમ અને હિમ્મતને વધારે પુષ્ટી મળી. તેણીને ચીતામાં બળવા જવાની શુભ ઘડી આવી પોહચી છે, એમ તેણીને કહેવામાં આવ્યું. આથી તેણીની હિમ્મતમાં કાંઇ ફેર પડ્યો હોય એમ દેખાયું નહિં. તેણી ચીતાની પાસે ગઇ અને ઇશ્વરની પ્રાર્થના કરવા માટે થોડુંક આકાશ ગમ જોતી ઉભી રહી. અને જેવી તે ચીતામાં પડવા જતી હતી તેવામાં તેની સમક્ષ તેનું પેલું બાળક મુકવામાં આવ્યું; બાળકને જોતાં જ તેના મનમાં માતાનો પ્રેમ ઉભરી આવ્યો. પ્રેમની કુદરતી લાગણીઓ પ્રગટી નીકળી, તેણે તે બાળકને પોતાની છાતી સાથે ચાંપી

લીધું; તેની આંખોમાંથી મોતી જેવા આંસુ ઓ ડબડબી પડયાં, તેનું હૃદય ધડકવા લાગ્યું પણ બળ્યા વિના છુટકોજ નથી, એ સ્મરણે તેની હિમ્મત પાછી આણી આપી, તેના આંસુ રોકાઈ ગયા. અને તેના ચહેરાએ પ્રથમ જેવું ખુશીનું રૂપ ધારણ કીધું. બ્રાહ્મણો બળતી મશાલો સહિત આગળ વધ્યા. તેણીએ પોતાના બાળકને ચુંબન કરી પોતાની એક દાસીના હાથમાં આપી દીધું જેને તેની નજરો આગગથી તરતજ દુર લઈ જવામાં આવ્યું, આ વખતે તેણીની પાસે સર્વે સગા વહાલા આવ્યા જેઓ તેણીએ છેલ્લાં પ્રણામ કર્યાં. તેણીએ તેઓમાં પોતે પહેરેલા સર્વે ઘરેણા વહેંચી આપ્યા અને તેઓમાંના દરેકને ભેટી તેઓથી જુદી પડી. સગાવ્હાલાંઓ તેણીને મોતના અધિકારીઓના હાથમાં મુકી ચાલતાં થયા.

જ્યારે તેણી ચીતા ઉપર ચઢવા સજ્જ થઇ ત્યારે એવી શાંતી પ્રસરેલી હતી કે કોઇ ના મોહડામાંથી એક અક્ષરે નીકળતો નહોતો સર્વેજણ સ્તબ્ધ પુતળાંની પેઠે જોયા કરતાં હતા. કેટલીક પ્રાથમિક ક્રિયાઓ બજાવી લા-ગ્યા પછી પેલા બ્રાહ્મણે ઇશારો કીધો કે તરતજ તેણીએ પ્રથમ આકાશ સામે જોયું અને પછી તરતજ ચીતામાં કુદી પડી. અને પોતાના પતીના શબને વળગી પડી અને જો તજોતામાં ભડકાઓ અને ધુમાડામાં એવી ગુચાઇ ગઇ કે તેણી લોકોની નજરોથી છુ-પી ગઇ.

તેણીની અત્યંત વેદનાના અવાજો સાંભ ળવામાં ન આવે, એટલા માટે જયારે આગ સળગાવવામાં આવી હતી અને તેણી અંદર કુદી પડી હતી ત્યારે ઢોલ તાંસા અને બ્યુ-ગલના બેહદ અવાજો કરવા શરૂ કીધા હતા

તે સળગતી ચીતા ઉપર ઘી રેડવામાં આવ્યું હતું જેથી આગ એવી ઝડપથી સળગી ઉઠી કે જોતજોતામાં ત્યાં મુડદાઓની ભસ્મ વિના બીજું કાંઇ રહ્યું નહિં, પછી છેવટે ત્યાં એકઠાં થએલા લોકોએ પોતપોતાના ઘરનો રસ્તો લીધો.

જ્યારે ધર્માંધ પણાનું આવું દયા જનક કૃત્ય થઇ રહ્યું હતું ત્યારે સોમનાથનો કીલ્લો સખ્ત ઘેરામાં હતો. તો પણ તેઓ આવા દયાજનક કૃત્યથી લગારે પાછા હઠયા હતા નહિં, જ્યારે મુસલમાનોએ ઘેરો ઘાલ્યો હતો ત્યારે સર્વે મેહલ્લાના રેહનારાઓ મુસલમાનોને પાછા હઠાવવામાટે કીલ્લાપર ચઢયા હતા. પરંતુ તેઓએ મુસલમાનોના લશકરની ગોઠવણ અને કવાયદ જોઇને છક્કા છોડી દીધાં હતાં અને એવા ડરી ગયા હતા કે તેઓને સહી સલામત રેહવું મુશકીલ

લાગ્યું, અને તેથી કીલ્લાને છોડી ટોળાબંધ સોમનાથના મંદિરમાં આવીને ભરાય ગયાં; અને મુર્તિની આગળ પગે લાગી લાગીને મુસલમાનોના હાથમાંથી સહીસલામત બચવાની પ્રાર્થનાઓ કરવા લાગ્યા. ઘણાં લોકોએ રડતાં રડતાં, જો મુસલમાનોને પાછા હઠાવવામાં આવશે તો અમુક પ્રકારની ભેટ ચઢાવવાની બાધા માની પરંતુ પેલી મુર્તિએ તેઓની કોઇ આજીજી કિંવા વિનંતી કે પ્રાર્થના સાંભળી નહિં, કિલ્લાના બુરજોને હિંદુ રક્ષકોથી ખાલી જોઇને મેહમુદે પોતાના લશકરને સીડીઓ લગાવી ઉપર ચઢવાનો હુકમ આપ્યો. તરતજ મુસલમાનોએ સીડીઓ લગાવી અલ્લાહો અકબર અલ્લાહો અકબર (અલ્લા મહાન છે) બોલતાં બોલતાં કિલ્લાની દીવાલો ઉપર ચઢવું શરૂ કીધું. જે થોડા ઘણા હિંદુઓ કીલ્લા ઉપર હતા તેઓએ

સખત સામનો કીધો. અને તેઓ નિરાશાથી જંગલી બની ગએલાં મુસલમાન સીપાહીઓ ઉપર એવાં ધશી પડયા કે, જે સીપાહીઓ સીડીઓ ઉપર ચઢતા તેઓને ઉંધે મસ્તકે નિચે ફેંકી દેતા. હુમલાના અવાજોનો શોર બકોર થવાથી જે હિંદુઓ દીવાલો છોડી પોતાની મુર્તિઓને પ્રસન્ન કરવા માટે મંદિરમાં ગયા હતા તેઓ સર્વે પાછા આવ્યા અને મુસલમાન સીપાહીનો સામનો કરવા લાગ્યા. મુસલમાનો તેઓનો આવો જોશ જોઇને તથા પોતાની કોઇ યુક્તિ ફાવતી ન જોઇને પાછા હઠી ગયા,

બીજે દીવસે સવારે વળી હુમલાનું કામ શરૂ કરવામાં આવ્યું. પણ તેથીએ મુસલમાનોને કાંઇ લાભ થયો નહિ. જ્યારે મુસલમાનો દીવાલો ઉપર ચઢવાનો નિશ્ચય કરતા ત્યારે ત્યારે હીંદુઓ તેઓને ધક્કા મારી મારીને નીચે ફેં

થ્યા દેતા. હીંદુઓએ પણ ફતેહ પોતાના પક્ષ માં હોવાથી ઉશકેરાઇ જઇને અંતઃકાળ સુધી કીલ્લાનું રક્ષણ કરવાનો નિશ્ચય કીધો તેઓ એમ સમજ્યા કે હવે તેઓની વિનંતીઓ અને પ્રાર્થનાઓ સાંભળી છે. અને તેથી તે મુસલમાનોને ફતેહ પામવા દેશે નહિ. મુસલમાનોને કીલ્લા ઉપર ચઢવા ન દેવામાં ફતેહ પામવાથી તેઓ બળીદાન લઇ લઇને મુર્તીની સમક્ષ ગયા. અને અનહદ ભેટો ચઢાવી, જે મુર્તીએ સ્વીકારી લીધી.

ઘેરા અને હુમલાનું આવું પરીણામ આવ્યું જોઇને મેહમુદ ઘણો ગભરાઇ ગયો; જે કામ કરવું તેણે ધાર્યું હતું તે કામ કરતાં લશકર પાછું હઠે છે એ જોઇને તેને દીલગીરી થઇ, પરંતુ તે હીમ્મત હાર્યો નહિ તેણે સોમનાથને ફતેહ કરવું અથવા તેની દીવાલો આગળ મરણ પામવું એવો નિશ્ચય કરી

લીધો.

પાછા હુમલાઓમાં નિષ્ફળતા પામવાથી તેનું જે લશકર નિરાશ થઇ ગયું હતું તેને દીલાસો આપવા માટે અને તેમનો વિશ્વાસ મેળવવા માટે કેટલાક દીવસ સુધી તે શહેરની બહાર ચુપ બેશી રહ્યો અને બીજો એક હુમલો કીધો નહિ.

મુર્તિ પુજકો મુસલમાનોને કીલ્લાઉપર નહીં ચઢવા દેવામાં જે ફતેહ પામ્યા હતા તેથી ઘણા મગરૂર બની ગયા હતા અને જે શત્રુથી તેઓ એટલા બધા ડરતા હતા તે શત્રુને હવે ધિકકારવા અને બાયલા ગણવા લાગ્યા. મુસલમાન પ્રત્યે હીંદુઓ કેટલો તિરસ્કાર અને ધિકકાર ધરાવે છે તે પ્રત્યક્ષ દેખાડવા માટે એક હીંદુ, કીલ્લાની દીવાલ ઉપરથી દોરડાં વડે બહાર નીચે ઉતર્યો. અને શત્રુની છાવણીમાં મહેમુદના તંબુની પાસે જઇ તેની સામે

ઉભો રહી મેહમુદને નીકળી જતાં જોઈને હતો તે માટે તેને ધિક્કાર લાગ્યો અને ભવિષ્ય વાણી તરીકે કહેવા લાગ્યો કે બીજો સુર્ય ઉગશે એટલે કાલે સહવાર પડશે તે પહેલાં સોમનાથની મુર્તિ મુસલમાનોનાં દરેકને પોતાના ક્રોધથી બાળીને ભસ્મ કરી નાંખશે. પ્રથમતો, તે દીવાનો છે એમ ગણવામાંઆવ્યું પરંતુ જ્યારે તે એઅદબી કરવામાં હદ બહાર નીકળી ગયો ત્યારે મેહમુદનો એક સીપાહી તેને સાંખી શક્યો નહિં; અને તેને પકડીને મહેમુદની રૂબરૂ લઈ ગયો. મેહમુદે તેને પુછ્યું.

**મહેમુદ**—તું શહેરને તજી અહિં કેમ આવ્યો ?

**હિંદુ**—તમે પવિત્ર મંદિરને જે અપવિત્ર કરવાની નેમથી આવ્યાછો તેથી અમારો દેવ ઘણો ક્રોધાયમાન થયો છે અને તે તમને કાલે સંવાર પહેલાં આ પૃથવિની સપાટી ઉપરથી

સાફ કરી નાંખશે. એ ખબર આપવા માટે આવ્યો છું, જેઓ સોમનાથની મુર્તિના ખાસ રક્ષણ હેઠલ છે તેઓને કોઇ પ્રકારનું દુઃખ દેવામાં તું કેટલો અશકત છે તે દેખાડવા માટે આવ્યો છું. હું હમણા જાઉં છું અને તમારા માટે એક આફત તૈયાર કરૂં છું જે તમારૂં આ પૃથ્વી ઉપર નામ નિશાન પણ રહેવા દેશે નહિં.

**મહેમુદ**—કદાચ તું અહિંઆથી પાછો જઇ શકીશ નહિં કે મારા માટે આફત તૈયાર કરી શકે. હું તને હમણાજ દેખાડી આપું છું કે મુર્તીના ઉપર વિશ્વાસ અને આધાર રાખનારાઓની કેવી અવદશા થાય છે! હું તને તહારા કિલ્લાઓના સામે ફાંસી દઉં તો તે વિશે તું શું કરી શકીશ?

**હિંદુ**—જે શત્રુએ તને પોતાનું બળ દેખાડી આપ્યું છે અને તને કિલ્લા ઉપર

ચઢવા દીધો નથી તે શત્રુના વેરથી તું બચીને ક્યાં જવાનો છે? હું ત્હારી ધમકીની કાંઇ દરકાર કરતો નથી. મરવું તે અમારી કાંઇ હકીકતમાં નથી. હું તો મર્ણ પામીને સર્વદાના સુખ પામવા માટે બ્રહ્મની પાસે જઇશ અને તું જે મહાન દેવના સેવકને મારીશ તે મહાન વેરને પાત્ર થએલો અને તેના શ્રાપમાં ફસાએલો રહીશ. જે શ્રાપ તને સંસાર અને સ્વર્ગ એ બન્નેના સુખથી નિરાશ અને દુર રાખશે.

મેહમુદે આ સાંભળીને પોતાના પહેરગીર શીપાહીઓમાના એકને કહ્યું કે, "પેલા ઝાડ ઉપર આ દીવાનાને ફાંસી દઇ દે."

મેહમુદનો આ હુકમ સાંભળીને પેલો મુર્ખ હિંદુ બોલ્યો કે તું મને મારતો નથી પણ સ્વર્ગમાં મોકલે છે અને તેનું વેર લેવામાં આવશે. તું મ્હારા પ્રાણ લઇ શકીશ પરંતુ ઇસ્લામ ધર્મને અને ઇસ્લામ ધર્મના પાળનારા-

ઓને મ્હારી ધિક્કારવાની વૃત્તી અને શક્તિ તું છીનવી શકીશ નહિં.

મેહમુદના ઇશારાથી કેટલાક સીપાહીઓએ તેને પકડીને પાસેના ઝાડ ઉપર કે જે કીલ્લાની સામે હતું ફાંસી દઇ દીધો. પેલો હિંદુ ખુશ થતો થતો ફાંસીએ ચઢયો કીલ્લા ઉપરથી બીજા હિંદુઓએ તેને ફાંસી ચઢતાં જોયો તેથી તેઓ મુસલમાનોને જેમ મોંહમાં આવ્યું તેમ બોલવા મંડયા. જ્યારે તેના પ્રાણ રમી ગયા ત્યારે તેને ઝાડ ઉપરથી નીચે ઉતારી લેવામાં આવ્યો અને તેનું માથું કાપીને સોમનાથના કીલ્લામાં નાંખવામાં આવ્યું જેને હિંદુઓ સોમનાથના મંદિરમાં લઇ ગયા.

# પ્રકરણ. ૬ ઠું.

પેલા લુચ્ચા બ્રાહ્મણે પેલી સુંદરી ચીતામાં કુદી પડી તે પહેલાં એવા પ્રકારનું કાવતરૂં રચી રાખ્યુ હતું કે, તેણી ચીતામાં પોતાના પતિ સાથે બળવા પામે નહિં. જ્યારે તે વિધવા ચીતામાં પડી ત્યારે તેની આસપાસ જે ઘાસ એકઠું કરવાંમાં આવ્યું હતું તે એકદમ સળગી ઉઠ્યું અને પ્રથમથી તે ઘાસ ભીનું રાખેલું હોવાથી તેના ધુમાડાના એવા ગોટેગોટ થયા હતાં કે ચીતાની સર્વે રચના અને કારીગરી તદ્દન ઢંકાઇ ગઇ હતી, અને પેલી સુંદરી જે ચીતામાં સતી થવા દાખલ થઇ હતી તે પણ નજરોથી અલોપ થઇ ગઇ હતી. ઘાસની ચીતાથી દુર દુર આસપાસ ગંજી કરવામાં આવેલી હોવાથી પેલી સુંદરીને ઘણી ઝડપથી દાહ લાગ્યો હતો નહિં. તેણી પોતા

ના પતિ પ્રત્યેની ભક્તિ ભાવનાના એકાગ્ર ચીતમાં હતી તેથી તેણી સુધી અગની પહોંચી નથી એ જાણવાને કેટલીકવાર લાગી હતી. જ્યારે તેણીને એમ માલમ પડ્યું કે તેણી કોઇ અંધારાથી ભરપુર ગુફામાં અથવા પોલાણમાં ઉતરતી જાય છે અને તેથી તેના મનમાં જે પહેલો વિચાર આવ્યો તે એ હતો કે તેણીના શરીર ઉપર મોત પોતાનો અસર કરી ચુકી છે અને હવે એ નિરંતરના અંધકારમાં લઇ જાય છે કે જ્યાં પાપી લોકો પોતાના પાપથી શુદ્ધ થાય છે. તેણીએ પોતાના પતિના શબને પોતાની બાજુમાં પડેલું જોયું અને તેથી તેને કેટલુંક ભાન આવ્યું. પછી તરતજ તેણીએ પોતે પોતાના ધણીની લાશની સાથે જે પાટીયાની ચોકી ઉપર બેઠી હતી તે ચોકીના નીચલા ભાગને સળગતાં જોયો, એટલામાં તો કોઇ પાછળથી આવીને

તેણીને પકડી ઉંચી કરી ત્યાંથી ઉઠાવી ગયો. ત્યાર બાદ તે આખી ચોકી અથવા ચેહ સળગી ઉઠી અને તેનાં ધણીની લાશ બળી ગઈ. પોતાની આવી સ્થીતિ જોઇને તે વિધવા ઘણી ગભરાઇ ગઇ. તેણીએ પ્યાલામાંનો જે પદાર્થ હિમ્મત માટે પીધો હતો તેનો અસર નાબુદ થવા માંડ્યો અને તેણી તે બધું શું થતું હતું તેનો કાંઈ મર્મ સમજી શકી નહિં તેણીની આસપાસ એટલું બધું અંધારૂં રાખવામાં આવ્યું હતું કે તે કોઇ વસ્તુને પણ જોઇ શક્તી હતી નહિં. તેણીના કાનમાં કોઇના શ્વાસ લેવાના અવાજ સીવાય બીજો અવાજ આવતો નહિ. અને આ શ્વાસોશ્વાસના અવાજથી તેણીની પાસે કોઇ છે એ જાણવાથી તેણીને કેટલેક સંતોષ મળ્યો હતો, જ્યારે તે અંધકારથી અને તે બધાનો શો મર્મ છે તે કાંઇ ન સમજી શકવાથી ગ-

ભરાઇ ગઇ, ત્યારે તેણીએ પોતાના વિખરાઇ ગએલા વિચારોને એકઠાં કરવાના પ્રયત્નો કીધા. તેના ગભરાટથી અને ઉત્સાહથી તેનો ભય નાશ પામ્યો અને તેણે સાવધ પણે ધીમા સાદે કહ્યું કે-

"મ્હારા જે ધણીના શબની સાથે હું સ્વર્ગમાં જવા તૈયાર થઇ હતી તે શબથી મને આમ શા માટે વિખુટી પાડવામાં આવી ?"

તેણીના આ પ્રશ્નનો કાંઇ ઉતર આવ્યો નહિં. પણ થોડા વખત પછી પોતાની પાસે કોઇના શ્વાસ લેવાનો જે અવાજ આવતો હતો તે પણ તેણીએ સાંભળ્યો નહિં ત્યારે તે ઉભી થઇ, અને આમતેમ ફરીને ફાંફા મારવા લાગી. આ વખતે અંધારૂ ઘણાખરા અંશે ઓછું થયું હતું. અને તેથી તેની આસપાસ જે વસ્તુઓ હતી તે કાંઇ કાંઇ જોઇ શકતી હતી.

તેણી હિમ્મત ધરી આગળ ને આગળ ચાલ-
વા લાગી એટલે સુધી કે તે એક દીવાલ
સાથે અથડાઇ. આ દીવાલ ઉપર હાથ રાખી
ને તેણી તેના આધારે આગળ ચાલી જે ઉપ
રથી તેણીને એવી ખાત્રી થઇ કે તેણી એક
એવા ઓરડામાં બંધ છે કે, જેને એક નીચી
અને સાંકડી બારીમાં થઇને બહાર નીકળવા-
નો રસ્તો છે. તે ઓરડાની જમીન છાણ વડે
લીપેલી છે. જે નિશ્ચયે તેણીને મોતને તેના
ભયંકર રૂપમાં મળવા શક્તાવાન કીધી હતી
તે નિશ્ચય તેણીએ અત્યારે પણ કરી લીધો.
અને ચીતામાં બળી મરવા કરતાં અહિઆના
સ્હેલ મોતથી તેણી લગરે ડરી નહીં, તેણી
ઓરડાની જમીન ઉપર હતી. તેનું મન મો-
તની કલ્પનાથી ભરપુર થઇ રહ્યું હતું. એટલા
માં એકાએક, જ્યાં તેણી દૈવયોગે પડી હતી.
તેની સામેના અંધારા રસ્તામાંથી કાંઇ પણ

પ્રકાશ આવતો જણાયો અને પેલી બારીમાં એક પ્રકાશ અને ઉજાશથી વીંટલાઇ વળેલી એક પ્રકાશીત આકૃતી દાખલ થતી દેખાય. જો કે, તે આકૃતીનો દરેક અવયવ તેજસ્વિ અને પ્રકાશીત હતો, તો પણ તે પ્રકાશ તેની આસપાસના અંધઃકારને દુર કરતો હતો નહિ; તે આકૃતીએ જેટલી જગ્યા રોકી હતી, તે વીના બીજે બધે તો અંધરૂજ હતું. આ આકૃતી સોમનાથની મુર્તીને મળતી આવતી માણસના કદ જેવડી હતી, જ્યારે તેણીએ આકૃતી પાસે આવતી જોઇ ત્યારે તેણી એકદમ હેરતમાં પડી ઉભી થઇ ગઇ. પેલી આકૃતી ઓરડીની વચમાં સુધી આવી સ્થિર ઉભી રહી ફોસફરસ જેવી આ આકૃતી ઓરડામાં અજવાળું પાડવાને બદલે અઅજવાળા અને પ્રકાશના દરેક રજકણને પોતાની તરફ ખેંચી લઇ એવું ગોર અંધારૂં

પ્રસારતી જણાઇ કે, બીજી કોઇ વસ્તુ તેના વીના દેખાઇ શકે નહિ, તે આકૃતી જાણે માણેકું જડી લીધા હોય તે સમાન તેની સ્થિર આંખો વડે તે હેરત પામેલી વીધવા ઉપર એવી તો અલૌકીક રીતે ટગર ટગર જોયા કરતી કે, તે બીચારી વીધવા ડરી જઇ આવા ભયંકર દેખાવથી બચવા માટે વધારે ઘોર અંધારૂ શોધવા મંડી, તેણીએ પોતાનું માથું નીચું નમાવી લીધું, અને આવા ભયંકર અને ત્રાસદાયક દેખાવનું શું પરીણામ આવશે તે વીશે તેણી અત્યંત વેદના અને દુખ ભર્યા વીચારમાં બેસી રહી, પોતે જીવે છે કે મરણ પામી છે, આ જુવે છે તે સ્વપ્ન છે કે ખરેખાત, ખરો દેખાવ છે એવા પ્રશ્નો તેના મનમાં થવા લાગ્યા. પોતે હાલે છે, ચાલે છે, સર્વે કાંઇ જોઇ શકે છે વીચાર કરી શકે છે, શ્વાસ ચલાવવાનો અ-

વાજ સંભળાય છે, એ સર્વે બીનાઓએ તે-
ણી મરણ પામી નથી, એ તેણીને સીધ્ધ ફ્-
રી આપ્યું. પેલો બ્રહ્મણ કહેતો હતો તે પ્ર-
માણે શું આ મુર્તી મારી મુલાકાતે તો આ-
વી નહિ હોય ? સર્વે હીંદુઓ જે સતી થવા-
ની ક્રીયાને માનભરી નજરથી જુવે છે અને
પાળે છે, તેવા ધર્મ સંસ્કારથી શું મને એ
મુર્તીએજ બચાવી લીધી હશે ? શું તે પો-
તાના કાયદાને પોતાની મરજી મુજબ રદ્દ ક-
રી શકે છે ? આવા આવા અનેક તરંગો તે-
ના મનમાં આવવા લાગ્યા પણ તેના મનનું
સમાધાન થઇ શકતું હતું નહિ મને મારા
ધણીની સાથે બળી મરતાં આવી રીતે કોણે
બચાવી લીધી ? આ પ્રશ્ને પણ તેણીને આ-
કુળ વ્યાકુળ બનાવી દીધી.

આ વખતે, પુજારી બ્રાહ્મણ તેણીને બ-
ચાવવાના જે ફાં ફાં મારતો હતો, અને તે-

ણીને જે ફોસલાવતો હતો અને ભડકાઓમાં-
થી પણ ખેંચી કાઢવાના વચનો આપતો હ-
તો તે સર્વ બીનાનું તેણીને સ્મરણ થયું. અ-
ને તેના મનમાં એવો વિચાર આવ્યો કે,
તેણી તેજ લુચ્ચા અને લંપટ પુજારી બ્રા-
હ્મણના ફંદે ફસી છે. પરંતુ તેણી જે આ-
કૃતી હમણાં જોતી હતી તે તેણીનાં આ વી-
ચારનું ખંડન કરી એમ સમજાવતી હતી
કે આ સર્વ અલૌકીક બીનાઓ છે. બ્રાહ્મણ-
ને અને આને કાંઇ લેવા દેવા નથી.

આસપાસના અંધઃકારને દુર કર્યા વીના
પેલી આકૃતી સમાન પોતાનાંજ પ્રકાશ અ-
ને તેજમાં રહેનાર કેટલીક પ્રકાશીત સ્ત્રીઓં-
ની આકૃતીઓ તે વખતે તે ઘુમટમાં દાખ-
લ થઇ પેલી આકૃતીની આસપાસ વીંટગાઇ
વળી, પ્રથમતો તે સર્વ સ્ત્રીઓની આકૃતીઓ
તે મુર્તીની આકૃતીને પગે લાગી, પછી એવાં

તો નીર્લજતા, બીભત્સપણાં અને અમર્યાદા-
ના દેખાવો દેખાડવા શરૂ કર્યા કે પેલી પવિ-
ત્ર અને સ્વચ્છ હૃદયવાળી વિધવાને તે પ્રત્યે-
ઘણોજ ધિક્કાર આવ્યો અને એવા બીભત્સ
દેખાવો વધારે વાર જોઇ ન શકે એટલા માટે
તેણી દીવાલની તરફ ફરી ગઇ. આવા અસભ્ય
તા ભર્યા દેખાવો જોઇને તેના શરીરનું લોહી
સુકાઇ ગયું. તેણીને હવે એવી ખાત્રી થઇ
ગઇ અને તેણીની તિવ્ર બુદ્ધિએ પણ તેણીને
એજ દર્શાવ્યું કે તેણી તેના દેવની હજુરમાં
નથી. જો તેણી પોતાના દેવની હજુરમાં હોત
તો આવા નાગાઇ ભરેલા કૃત્યો કરવામાં આ-
વત નહિં. તેણી કોઇ નિચ કાવત્રાની ભોગ
થઇ પડેલી છે. એવી તેને ખાત્રી થઇ ગઇ
આ કાવત્રાનો રચનાર અને તેણીને આવી.
રીતે એક ઓરડામાં બંધ રાખનાર કોણ
હશે એ પીછાણમાં તેને વધારે વાર લાગી

નહિં, તેણીના મનમાં અનેક તરંગો આવતા હતા અને તેણી પોતાની સમક્ષ થતા દેખાવોથી કંટાળી તે દેખાવો જોવા ચાહતી ન હતી. એટલામાં એક મોહોટો અવાજ આવ્યો. જો કે અવાજને અદ્ભૂત અને અલૌકિક બનાવવામાં આવ્યો હતો તોપણ તે અવાજ પેલા લુચ્ચા બ્રાહ્મણનો છે એમ તેણી તરત જાણી ગઈ.

**આકૃતિનો અવાજ અથવા પુજારી બ્રાહ્મણ**—પોતાની ખાસ માયા અને પ્રિતિથી ત્હારા ઉપર મોહિત થઇ સોમનાથનો દેવ તને મળવા આવ્યો છે. હે! ત્હારી જાતીમાંની શ્રેષ્ટ અને સહુથી વધારે માન અપાએલી! ત્હારા દેવના પધરામણીને ખુશી અને હર્ષથી વધાવી લે, અને તેને આલિંગન દે, અને ભેટી લે.

તરતજ તેણીના હાથ ઉપર હાથ મુકવા

માં આવ્યો. જેવો તે હાથ તેણીને અડયો તેવીજ તેણી ત્યાંથી ભ.ય યુક્ત દુર ખસી જ- ઇ શાન્ત રીતે બોલી.

**સુંદરી**—હે ! નિચમાં નિચ માણસ ! હું ત્હારા કાવત્રાઓ અને જાદુ અથવા તંતર મંતર જંતરથી છેતરાઇ જાઉં તેવી થી. જે આકાશમાં વિષયવિલાસ અને ભ્રષ્ટાચારથી પાક અને પવિત્ર લોકો રહે છે તે આકાશ કેમ ફાટી જતું નથી ,કે તું મને એવાં નિચ કૃત્ય માટે બોલાવે છે. જ્યારે ધર્મના પ્રધાનો ( સેવકો ) તેણી (દેવી) નાં મંદિરને અપવિત્ર પાન મહોત્સવ અને ભ્રષ્ટાચારનો અખાડો બનાવે ત્યારે તેઓના મલિન અને અપવિત્ર મોઢાંઓ- માંથી આશિર્વાદ વચન કે વર્દાન નીકળીજ શકતાં નથી. મ્હારા આત્મા ઉપર નવો પ્રકા- શ પડયો છે મ્હારી બુદ્ધિને પહેલાં કરતાં વિષેશ તેજ અને તિવ્ર બનાવવામાં આવી છે.

હું જાણતી નથી કે કેવી રીતે અને શા માટે મને આ પ્રેરણા કરવામાં આવી છે; પરંતુ એટલું તો જાણું છું કે મ્હારી સાથે વિશ્વાસઘાત કરવામાં આવ્યો છે, મને છેતરવામાં આવી છે, ત્હારો ધર્મ તે એક ભોપાળાં અને ધિક્કાર સમાન છે, ત્હારા જેવાના કારણથી જ, દેવને કલંક લાગ્યું છે, તેના યજ્ઞ કુંડા અપવિત્ર કરવામાં આવ્યા છે, તેના મંદીરને ભ્રષ્ટ કરવામાં આવ્યું છે, મને ઠગવામાં આવી છે, અને તું એક મહા મોહ્ટો લુચ્ચો, નિચમાં નીચ, અને પાપીમાં પાપી છે.

તેણીના આ હિમ્મત ભર્યા ભાષણનો કાંઈ પ્રત્યુતર આપવામાં આવ્યો નહિં. તેણીએ તે આકૃતિના પાછા જવાનાં, પગલાઓના અવાજ સાંભળ્યા અને તેણી તે આકૃતિને અંધારામાં કાંઈ ઓળખી ગઈ છે, એવું તેણીને લાગ્યું. તેણી પોતાના ઉપર જુલ્મ કરનારની

આવી ચુપકી અને ભેદ ભરી વર્તણુંકથી ઘણીજ અચબો પામી. હવે શું કરવું અને કયાં જવું એ કાંઇ તેને સુઝયું નહિં આખરે તેણીએ નિરાશ થઇ તેણીનું અંતઃકરણ જે પાપમય કૃત્ય કરવાની રજા આપતું હતું નહિ તે પાપમય કૃત્ય કરવું તથા પેલા બ્રાહ્મણની ભ્રષ્ટ અને પતિત ઈચ્છાને વશ થવું કબુલ રાખવા કરતાં ત્યાંજ મર્ણ પામવાનો નિશ્ચય કરી લીધો.

ચીતા ઉપર ચડતાં પહેલાં તેણીએ જે દવાનો ઘુંટડો પીધો હતો તેના અસરથી તેણીની આંખોમાં ઉંઘ ભરાઇ, પરંતુ જો તેણી સુઇ જશે તો તેનો લાભ લઇ પેલો બ્રાહ્મણ કાંઇ ભ્રષ્ટ કૃત્ય કરી લેશે એ બ્હીકના કારણથી પોતાની ઉંઘ દુર કરવા તેણી તે અંધારા ઓરડામાં આમતેમ ફરવા લાગી. થોડો વખત પછી વળી પાછું કોઇ ઓરડામાં દાખલ થયું

અને પ્રથમ જેવાજ અવાજે તેણીને ખબર આપી કે દાળ, ભાત, કઢી, અને ગંગાજળ હાજર છે, તું તે ખાઇ પી તૃપ્ત થા. પણ તેણીએ તે વસ્તુઓમાંની એકને પણ અડકવા વડીકની પણ ઇચ્છા બતાવી નહિં; કારણ કે તે વખતે તેના મનમાં એમ ઉગી આવ્યું કે તે ખાણા પીણામાં કોઇ દગાથી દવા મેળવવામાં આવીહશે, તો પછી તેના ઓડામાં મ્હારા શીયળવ્રતનો ભંગ થયા વિના રહેશે નહિં.

આ વખતે તેણીને તેણીનું ન્હાનું બાળક યાદ આવ્યું-અને એવું યાદ આવ્યું કે તેનું મન તેના માટે આકુળ વ્યાકુળ થવા લાગ્યું; જે બાળકને તદન અજાણ્યા માણસો ની સંભાળ હેઠળ મુકવામાં આવ્યું હતું, તે બાળકની શી હાલત હશે એ વિચારે તેની આંખોને અશ્રુથી ભરપુર બનાવી દીધી. જો પૃથ્વિ ઉપર તેણીનો કાંઈ સંબંધ બાકી રહ્યો

હોય તો તે આ એકજ બાળક હતું તે બાળકને એક વાર વધારે—અરે છેલ્લીવાર એકી નજરે જોઇ લેવા માટે તેનું મન કલ્પાંત કરવા લાગ્યું. પોતાના પ્રિય બાળકનું સ્મરણ એક તેનાથી વિખુટી પાડવામાં આવેલી મમતા ભરી માતાને જે દુઃખ આપે છે, તે સર્વે દુઃખે આ યુવાન વિધવાને ઘેરી લીધી. પોતે કેદખાનામાં અને ખુનના ફંદામાં હતી, એ દુઃખ આદુઃખની આગળ તદન વિસરી ગઇ, તેણી આમતેમ આંટા ફેરી કરવા માટે ફરતી હતી. તે ફરવું તેણીએ બંધ કીધું અને દવાનો અસર પણ ઓછો થઇ ગયો હતો તેથી અંધાર ઓરડામાં પોતાના બાળકનાજ વિચાર માં જમીન પર બેસી ગઇ, અને પોતાની જુલમી કેદનું શું પરિણામ આવે છે તે જોવાની વાટ જોતી બેસી રહી.

તેણીને તેણીના વિચારોમાં વધારે

વાર ગુપ્તતાન રહેવા દેવામાં આવી નહિં. તરતજ મહા મોટી ગર્જનાઓ સાથે અગ્નીના બળવાના અને સુસવાટાના અવાજો આવવા લાગ્યા. અને ત્યાર બાદ તરતજ એક પ્રકારનો ફીકો પરંતુ કાળાશ પડતો પ્રકાશ તે ઓરડામાં દાખલ કરવામાં આવ્યો. જેના સબબથી તેની આસપાસની દરેક વસ્તુ ભયંકર અને બીહામણી દેખાવા લાગી. આ પ્રકાશથી આખો ઓરડો ચકચકિત થઇ ગયો હતો; જે વડે તે ઓરડો, ઓરડો નહિં પણ જમીનની નીચે બનાવવામાં આવેલી એક ન્હાની ગોળ આકાર ગુફા અથવા બખોલ છે, એ જોઇ શકાતું હતું. તે ગુફાને મથાળે એક ઘુમટના રૂપનું છાપરૂં હતું. અને તેની વચ્ચોવચ એક ચોખંડું મોહડું બાકું હતું. અને જ્યારે તેણી ચિતામાં કુદી પડી ત્યારે તરતજ તેણીને તેજ બાકામાં થઇને આ નીચેની ગુફામાં ઉતારી દેવામાં

આવી હતી, એ સ્પષ્ટ રીતે સમજાતું હતું.

ઘણી વાર સુધી ઘોર અંધારૂ રહ્યા બાદ આ પ્રકાશ આવ્યો હતો તેથી તેણીની આંખો અંજાઈ ગઈ અને લાચાર થઇ ગઇ. તેણીને આંખો બંધ કરી લેવી પડી. થોડી વાર આંખો બંધ રાખ્યા બાદ જ્યારે તેણીએ પાછી ખોલી ત્યારે તેણીની નજરે એવા ભયંકર દેખાવો પડયા કે જેમણે તેણીને ઘણીજ બીહરાવી દીધી. પણ તેણીની હિમ્મત અને દ્રઢતાને પાછી હઠાવી શકયા નહિં. મોહટા મોહટા ભયંકર અને ત્રાસ દાયક કદરૂપા દેખાવોની આકૃતિઓથી આખી ગુફા ભરપુર થઇ ગઈ હતી, અને તે સર્વ આકૃતિઓ તેણીના બાજુમાં આવી તેણીને શેતાનોની પેઠે બીહવરાવતી હતી. તે સર્વ આકૃતિઓ શેતાનો જેવી ક્રૂરતાથી તે બીચારીની હાંસી બનાવતી હતી. તેણી કોઇ પણ પ્રકારનો અવાજ સાંભળતી નહિં. આ

સર્વે દેખાવો જે તેણીની નજરે પડતા હતા તેમણે તેણીના ચહેરાનું નૂર ઉડાવી દીધું હતું. તેણીએ કેટલીક સ્ત્રીઓને, જેઓને ભયંકર આકૃતિના શેતાનો રીબાવી રીબાવીને મારતા હતા અને તેણીઓના અવયવોને આમળી આમળીને ભાંગી નાખતા હતા. તેમને અત્યંત વેદનામાં મરડાતાં વાંકા ચુકાં થતાં અને શેતાનોને તેણીઓની વેદના અને દુઃખથી ખુશ થતા જોયા. રાક્ષસી રૂપના મોહટાં મોહટાં પ્રાણીઓ અને ભયંકર મોઢા વાળી આકૃતિઓ વર્ણન ન થઇ શકે એવી બીહામણી રીતે તેણી તરફ ધશી આવતા હતા.

એક બીહામણી આકૃતી કે જેના હાથમાં રીબાવી રીબાવીને મારવાનું હથીઆર હતું અને તે હથીઆરમાં બીજા અનેક કાંટા હતા; તે એક ચત્તીપાટ સુતેલી સ્ત્રી ઉપર ઉભી હતી, અને તે સ્ત્રીની છાતીમાં પેલું હથીયાર

વારંવાર મારતી હતી. જેની વેદનાથી પેલી ભોગ થઈ પડેલી સ્ત્રી થરથર ધ્રુજતી હતી. આ આકૃતીના માથા ઉપર એક તાડનું પત્ર હતું અને તે ઉપર લખેલું હતું કે "જેઓ સોમનાથ દેવની મહેરબાનીઓ અને કૃપાઓની અવગણના કરે છે તેઓને આવી શીક્ષા કરવામાં આવે છે."

આ શબ્દો વાંચતાંજ તેણીનો ભય વધી પડયો, પણ તરતજ તેણીના મનમાં એ વિચાર ઉગી આવ્યો કે જે કાંઇ તેણી જુએ છે તે જાદુ છે. અને તેથી તેનો ભય પાછો સમી ગયો. આ સરવે સાધનો તેણીને ડરાવીને પાપમાં ફસાવવા કાજે કરવામાં આવેલાં છે એમ તેણી જાણતી હતી. તેથી પણ તે જાદુજ છે એમ તેણીને વધારે ખાત્રી થઇ ગઇ. એટલામાં વળી પાછો પેલા ધિક્કાર પાત્ર બ્રાહ્મણનો અવાજ આવ્યો. જેણે આ યુવાન વિ

ધવાના સર્વે ભયનો નાશ કીધો. અને તેણીને વધારે હિમ્મતવાન બનાવી દીધી.

જે માણસને ધિક્કારવાનું તેણીના મનમાં પ્રેરિત કરવામાં આવ્યું હતું તે માણસની નીચ અને ભ્રષ્ટ ઇચ્છાને આધિન થવા કરતાં ખુશીથી મર્ણ પામવાનો તેણીએ નિશ્ચય કીધો તેણીએ કેટલીક વાર સુધી હીમ્મત પુર્વક પેલા તરફ ટી તમાશા પ્રત્યે જોવાં કીધું. પરંતુ તેનાથી લગારે ડગી નહિ. પછી પેલા તમાશેગાજ અને તમાશા તેની નજરો આગળથી પાછાં ખેંચી લેવામાં આવ્યાં અને તેણીને તેની ગુફાના અંધારામાં અને એકાંત વાસમાં એકલી મુકવામાં આવી. આવા ભયંકર તમાશા અને દેખાવો જોયા કરતાં તે ગુફાના અંધકારમાં એકલાં બેસી રહેવું એ ખરેખર એક પ્રકારનો આરામ હતો.

# પ્રકરણ ૭ મું.

જો કે સુલતાન મહેમુદ સોમનાથ ફતેહ કરવામાં ઉપર કહી ગયા તે પ્રમાણે નિષ્ફળતા પામ્યો હતો તોપણ તેણે પોતાનું સાહસ મુકી દેવાનો નિશ્ચય કીધો હતો. નહિ. હિંદુઓ મુસલમાન ઘેરો ઘાલનારાઓને પાછા હઠાવવા શક્તિમાન થયા હતા તેથી તેઓની હિમ્મત અને ઉત્સાહ ઘણોજ વધી ગયો હતો. તેઓ એમ માનવા લાગ્યા હતા કે સોમનાથની મુર્તિએ પોતાના પુજારીઓની મદદ કીધી. અને હવે મુસલમાનોમાંના દરેકનું સત્યાનાશ કરી નાંખશે. ઉપર કહી ગયા તેમ બીજા કેટલાક જનુની અને ધર્માંધ હિંદુઓ કિલ્લા ઉપરથી ઉતરી ઉતરીને મુસલમાનોની છાવણીમાં આવતા અને મુસલમાનોને જેમ આવ્યું તેમ બોલવા માટે જીભ ઢીલી મુકતા અને બદલામાં મુસલમાનો તરફથી મૃત્યુની શિક્ષા પામતા.

જ્યારે બપોરના વખતે સુર્ય ઘણો ત
પી રહ્યો હતો ત્યારે હિંદુઓએ પોતાની
અગણીત સંખ્યા ઉપર તથા સોમનાથની મુ.
ર્તીના રક્ષણ ઉપર વીશ્વાસ રાખીને એક મ-
હા મોટી મુર્ખાઇ કીધી અને તે એ હતી કે
તેઓએ શહેરના દરવાજા ખોલી દીધા અ-
ને સંખ્યાબંધ હિંદુઓ હથીયાર અથવા ક-
વાયદની પુર્ણ સુચના વીના મુસલમાનોને ક-
તલ કરવા માટે બહાર નીકળી પડયા. તેઓ
દીવાના માણસોની પેઠે ઘાંટા પાડતા પાટ-
તા આગળ ધસ્યા. પણ તેઓની સંખ્યા ઘ-
ણી હોવાથી એક બીજા સાથે અથડાઇ ગભ-
રાઇ ગયા. મહા મોટા યોધ્ધા અને શુરવીર
સુલતાનની સરદારી નીચે લડતાં એ લશ્કર"
ની કે જે હમેશાં વીજય પામતુંજ આવ્યું
હતું, અને હજારો લડાઇઓ લડી કઠણ અ
ને અનુભવી થઈ ગયું હતું તે લશ્કરની કવા

યત્નો અને તેઓનાં નીયમીતપણા અને દ્રઢ તાનો તેઓએ કાંઇ વીચાર ન રાખતા, માત્ર પોતાની બહોળી સંખ્યા અને પથરની મુર્તી બચાવી લેશે અને શત્રુઓને હરાવી દેશે એ ઉપર વધારે વીશ્વાસ રાખ્યો હતો.

મેહમુદે તેઓને આવી રીતે ધસી આવતા જોઇને પોતના લશ્કરને પોતાની છાવણીના તંબુઓની પાછળ ખેંચી લઇ તેઓના હુમલાનું જોર ઓછું કરી નાખ્યું. છે મુસલમાન બહાદુર સીપાઇઓ એ કીલાની આસપાસ ઘેરો ઘાલ્યો હતો, તે લડવૈયાઓએ હીંદુઓનાં પ્રથમના ધસારાને પોતાનાં હથીયારો વડે રોકી દીધો હતો અને તેઓની મોહટી સંખ્યાનો નાશ કરી રણક્ષેત્રને લોહી લુહાણ અને લાશોથી ભરપુર કરી દીધું હતું. પછી મુસલમાનોએ તેઓનો એવો સખ્ત મુકાબલો કર્યો કે, તેઓ વધારે વાર મુ

સલમાનોની સામે ટકી શક્યા નહિ, એકદમ પાછીપાની કરી નાસવા લગ્યા મુસલનાનો સોમનાથની દીવાલો સુધી તેનની પુંઠે પડયા પરંતુ કીલ્લા અંદરના માણસોએ મુસલમાનો અને નાસતા માંડેલા હીંદુઓ એ બન્નેની સામે કીલ્લાના દરવાજા બંધ કરી દીધા

મુર્તીપુજકો કીલ્લા ઉપર ઉભા ઉભા પોતાના મુર્તીપુજકભાઇઓની મુસલમાનોના હાથે જે ખુવારી થતી હતી તે જોતા હતા પોતાના હીંદુઓને આવી રીતે કતલ થતા જોઇને તેઓ મંદીરમાં દોડી ગયા અને મુર્તીની સમક્ષ પગે લાગી કેટલાકે બળીદાન ચડાવી, તેના ખાસ પુજારીઓના શત્રુઓનો નાશ કરવાની પ્રાર્થનાઓ કરવા લાગ્યા તે પથરની મુર્તીએ તેઓની આ પ્રાર્થનાઓ સાંભળી નહીં. ફતેહ પામનારાઓ (મુસલમાનો) અને હાર પામેલા હીંદુઓના અવાજે પવનની

સાથે મળી મંદીરમાં પહોંચ્યા. પરંતુ તે જડ મુર્તીએ કાંઇ સાંભળ્યું નહિ. તેઓ વળી પાછા ગીજનીના શુરવીરો કોલા ઉપર ચઢી ન જાય એટલા માટે કોલાઓ ઉપર દોડી આવ્યા આ હીંદુઓએ જીવના જોખમે પણ પોતાની દીવાલોનું રક્ષણ કરવાનો નીશ્ચય કરી લીધો હતો. તેઓએ શત્રુઓને આગળ ધસી આવતા જોયા, તેઓએ તેમની ફતેહના અવાજો સાંભળ્યા દીવાલો ઉપર ચડવા માટે સીડીઓ લગાવી દેવામાં આવેલી જોઇ એટલામાં દુરના મેદાનમાંથી અશ્વધારી કુમક આવતી તેઓની નજરે પડી તે તેમનાં સ્વદેશી હીંદુબંધુઓનું લશ્કર હતું જે સોમનાથ મુસલમાનોથી ઘેરાયલું સાંભળીને તેની કુમકે અવતું હતું. તે કુમકે આવેલું લશ્કર મુસલમાનોની છાવણીની લગભગ પહોંચી લડાઇ માટે સજ થએલું જણાયું મેહમુદે હીંદુઓની

પાછળ પડેલા લશ્કરમાંના એક ભાગને પાછો બોલાવી લીધો. અને એક ભાગ કીલાના હીંદુઓને રોકવા માટે રાખ્યો. પછી આ નવા આવેલા હીંદુ લશકરની સામે લડવા ચાલ્યો. આ નવું આવેલું લશ્કર ઘણી નજદીકથી આવેલું હોવાથી તથા હજુ પહેલી વાર લડાઇમાં જોડાવાનું હોવાથી તાજુ અને જોરાવર હતું ત્યારે મુસલમાનો કેટલાક દીવસોથી હીંદુઓની સાથે લડી લડીને થાકેલા હતા.

આ નવા આવેલા લશ્કરના સીપાઇઓ પેલા સોમનાથના જનુની અને લડાઇની કવાયદથી અજાણ્યાં હીંદુ જેવા ન હતા. પરંતુ તેઓ લડાઇમાં સારી પેઠે કેળવાયલા કવાયદ વાળા તથા ઘણી વાર મુસલમાનોથી લડેલા હતા. મેહમુદે પોતાના ગીઝનીના બહાદુરો સહીત તે નવા આવેલા લશકર ઉપર એવા જુ

સો અને જોરથી હુમલો કીધો કે તે હીંદુઓ
નું લશકર પાછું હઠી ગયું પરંતુ પછી તે તરતજ
પાછુ પોતાની જગ્યાએ ખડું રહી એવા જુસા
થી લડવા લાગ્યું કે, તે જોઇને મુસલમાનો
છક થઇ ગયા ઘણાંજ જોર શોરથી લડાઇ સ
ળગી ઉઠી અને ઘણી વાર લગણ નભી. પણ
બન્નેમાંની એકે ટુકડી પોતપોતાની જગ્યા
એ હઠતી અથવા હારતી દેખાઇ નહિ બન્નેમાં
ના કોઇની પક્ષમાં તેહનું પલ્લું ઘણા લાંબા
વખત સુધી નીચું નમ્યું નહિ, મુર્તીપુજકો પો
તાના શહેરની દીવાલો ઉપર ઉભા રહીને મુ
સલમાનો અને પોતાની કુમકે આવેલાઓ વ
ચ્ચેના યુદ્ધને ખુશ થના થતા જોતા હતા,
અને તેમને ઘાંટા પાડી શાહબાસી આપતા હ
તા અને તેઓના દેવોનાં શત્રુ મુસલમાનોને
સમુદ્રમાં ફેંકી દેવાની મુર્તીઓ પાસે પ્રાર્થના કરતા
હતા શહેરની દીવાલો ઉપર કેટલીક સ્ત્રીઓ

જણાતી હતી, જેણીઓ પોતાના દુધ પીતા બાળકોને આગળ ધરી પોતાની કુમકે આવે લા લસ્કરીઓને શુર ચઢાવતી હતી.

આ નવા આવેલા લસ્કરમાં રજપુત લડવૈયાઓ હતા જેઓ ઘણુંજ બહાદુરીથી લડતા હતા. જો તે લશકરમાં બધા રજપુતો હોત તો મુસલમાનોની આ મહાટી સંખ્યા કદાચ હાર પામી જાત, એમ કહી શકાય ખરું ! ગમે તેમ હોય, આ નવા આવેલા લસ્કરને બહાદુર મુસલમાનોએ કાપવા શરૂ કીધા અને હીંદુઓ પાછી પાની કરવા લાગ્યા. અને મુસલમાનો સંપુર્ણ વીજય મેળવવાની તૈયારીમાં હતા. એટલામાં પણી પાછી બીજી નવી કુમક આવી પહોંચી. તેથી વળી પાછી લડાઈ ઘણાં જુસાથી સળગી ઉઠી. શહેરની દીવાલો ઉપરના હીંદુઓના શુર ચઢાવવાથી હીંદુ લશકરમાં વધારે જોસ અને ઉત્સાહનો આત્મા ફું

કાઇ ગયો તો પણ મુસલમાનોએ પોતાના શ
ત્રૂઓને પાછા હઠાવ્યા મેહમુદે વીજયનું ખા
સુ પોતાના પક્ષમાં પડતું જોઇને લશકરને એકદમ
આગળ વધી લડાઇનો અંત આણવાનો હુ
કમ આપી દીધો પણ મુસલમાનો તેની આ
જ્ઞા પ્રમાણે અમલ કરે, તે પહેલા હીંદુઓ
ની કુમકે હીંદુસ્તાનના બીજા બે રાજપુત્રો
મહોટું મહોટું લશકર લઇને આવી પહોંચ્યા
જેથી લડાઇ ઘણીજ જામી ગઈ અને મુસલ
માનો તથા હિંદુઓમાં ભારે યુધ્ધ જામ્યું.

હવે મુસલમાનો નાહીમ્મત થવા લાગ્યા
હીંદુઓને આમ કુમક ઉપર કુમક મળવાથી
તેઓની હીમત ઘણીજ વધી ગઇ હતી. અ
ને તેથી તેઓએ એવા જુસ્સાથી મુસલમાનો
ઉપર હુમલો કર્યો કે, ગીઝનીના બહાદુર
યોધ્ધાઓ પાછા પડવા લાગ્યા મેહમુદ હાથ-
માં આવેલી બાજી આવી રીતે ગુમ થતી જો

હ એકદમ પોતાના ઘોડા ઉપરથી નીચે કુદી પડયો. અને આખી જહાનના માલીક અને સરજનહાર એકજ ખુદાની દરગાહમા તેણે નમન કરી પોતાની આંખો આકાશ ગમ ઉંચી કરી સ્હાયની પ્રાર્થના કરી. પ્રાર્થના કરી રહ્યા બાદ તરતજ તે ઘોડા ઉપર અસ્વાર થયો અને પોતાના લશકરના સેનાધિપતીને પોતાની પાસે બોલાવી તેને ઉત્તેજન આપવા માટે પોતાની બાજુમાં રાખી આખા લશકરને પોતાની સરદારીમાં લઇ તે આગળ વધ્યો. સર્વે મુસલમાન લશકરને ખાત્રી થઇ ગઇ કે પોતાના સુલતાનની આવા સંકટ સમયે પવિત્રતાથી કરવામાં આવેલી પ્રાર્થના કદી મિથ્યા જશે નહિં, અને તેથી તેઓની આશા વધી ગઇ. અને આશા વધવાની સાથે તેઓનો જુસ્સો અને હિમ્મત પણ વધી ગઇ. અને તેઓએ યાતો કપાઇ મરવું અથવા શત્રુઓને

કાપી નાંખવા, એવો દ્રઢ નિશ્ચય કરી લીધો. મુસલમાનો **અલ્લાહો અકબ, અલ્લાહો અકબરનો** નાદ કરતા કરતાં આગળ વધ્યા અને શત્રુઓ ઉપર એવા જોર શોરથી હુમલો કર્યો કે તેઓની હારોને ચીરી નાખી, તેઓમાં ધુસી ગયાં અને જોતજોતમાં શત્રુઓના પાંચ હજાર યોધ્ધાઓને રણક્ષેત્ર ઉપર લોહીમાં તરફ-ડીઆં મારતાં મુકી દીધા. મુસલમાનો વિજય પામ્યાં અને હિંદુઓ ચારે તરફ નાસતા નજરે પડયા જે હિંદુઓ શહેરના કીલ્લાનું રક્ષણ કરતા હતા તેઓએ જ્યારે પોતાની કુમકે આવેલા લશકરોને હાર પામતાં અને પાછી પાની ક રતાં જોયા ત્યારે તરતજ તેઓએ શહેરની દીવાલો સંભાળવી પડતી મુકી કેટલાક હજાર રોની સંખ્યામાં શહેરની બહાર નીકળી સમુ દ્રના કીનારે જઇ સીંહલદ્વીપ નહાસી જવાના હેતુથી વહાણો ઉપર ચઢી ગયા. સુલતાન મે

હમુદની ચતુરાઇથી તેઓ તેઓની એ ધારણા માં અને નેમમાં ફતેહ પામ્યા નહિં; સુલતાને પ્રથમથી કેટલાંક વ્હાણ પાસેના ખાડીમાં સં ભાળી ગખ્યા હતા. તેથી જે વડે મુસલમાનો તેમની પુંઠે પડયા અને તે નહાસી જનારાઓ માંના ઘણાઓને ડુબાડી દીધાં, ઘણાઓને કેદ પકડયા, અને માત્ર થોડાજ ન્હાસી જવા પામ્યા.

હવે દીવાલો ઉપર રક્ષણ કરનાર સીપા હીઓને મુકી વિજયી સુલતાન મેહમુદ સોમ નાથના શહેરમાં દાખલ થયો. આ વખતે તેની સાથે તેના શાહજાદાઓ, તેના કેટલાક સરદારો, અને તેના કેટલાક અંગ રક્ષકો હતા તે વખતે શહેરમાં હિંદુ લડવૈઆઓ ઘણા રહ્યા નહોતા. જેઓ પરદેશથી યાત્રા કરવા આવ્યા હતા અને જેઓ સોમનાથની મુર્તિનું નિત્ય પુજન કરના હતા તેઓની ઘણી સંખ્યા જણાતી હતી. શહેરના રહેવાશીઓ ઘણા

પૈસાદાર અને ધનવાન હતાં, તેમના ઉપર મેહમુદ એ વેરાઓ મુકતા ચુકયો નહિં કે જે વેરાઓ પ્રાચિન કાળની વિજયી પ્રજા હાર પામેલાઓમાંના શ્રીમંતો ઉપર હમેશાં મુકે છે.

મેહમુદ પેલી યુવાન સ્ત્રીને કે જેના બાળકને તેણે વરૂના પંજામાંથી છોડાવ્યું હતું, ભુલ્યો હતો નહિં. શહેરમાં દાખલ થતાંજ તેણે તેણીના ઘરની તપાસ કીધી તેને જ્યારે એમ કહેવામાં આવ્યું કે તેણી પોતાના પતીની સાથે સતી થઇ. ત્યારે તેને ઘણી દીલગીરી થઇ. તેણીની ખુબસુરતીએ તેના મનમાં જગ્યા કીધી હતી, એ દેખાવે કે જેમાં તેણે તેણી સાથે પેહલો પાઠ ભજવ્યો હતો. તેના મન ઉપર ઘણો અસર કીધો હતો અને તેથી તેણે જ્યારે તેણીના એવા દયાજનક મૃત્યુના સમાચાર સાંભળ્યા ત્યારે તેની આંખો

માં આંસુ ભરાઇ આવ્યા. તેણે તેણીના બાળ
કને જોવા માટે મંગાવ્યું જ્યારે તે બાળકને
તેની રૂબરૂ લાવવામાં આવ્યું ત્યારે તેણે તેને
પોતાના ખોળામાં લીધું. તે બાળક તેની સા
મે જોઇને જાણે તેનો ઉપકાર માનતું હોય
તેમ લગાર હસ્યું મેદમૃદે પોતાનો માયા ભ
ર્યો હાથ તેના ગાલ અને માથા ઉપર ફેરવ્યો
અને તે વખતે તેનું હૃદય ભરાઈ આવ્યું. તેણે
તે બાળક પોતાના એક અંગ રક્ષકને આપી
કહ્યું કે."

"આને હું મહારા પુત્ર તરીકે મ્હારી
પાસે રાખીશ. તે તેની જીંદગી માટે મ્હારૂં
આભારી છે હું તેના ભવિષ્યના ભાવિ સંબ-
ધી તેની દરેક રીતે સંભાળ રાખીશ."

આ જોઇને બાળકના સગાવ્હાલા ઘણાજ
આશ્ચર્ય પામ્યા, તેઓએ ઘણી આનાકાની
કીધી અને કહ્યું કે હિંદુનું બાળક બીજા ધ

મેના અપવિત્ર માણસના કબજામાં રહેશે તે-
થી અમારો દેવ ઘણો ક્રોધાયમાન થશે.

મેહમુદ તેઓની આવી વાતો ઉપર હસ્યો
અને તે બાળકને પોતાની પાસે રાખી પો-
તાની હુજુરથી કાઢી મુક્યાં.

પછી તેણે, એ બ્રાહ્મણો કે જેઓ, પેલી
યુવાન સુંદરીની બળી મરવાની ક્રીયા વખતે
હાજર હતા અને જેઓએ તે ક્રીયા કીધી
હતી તેમને હાજર કરવાનો હુકમ આપ્યો.
તેઓ સર્વેને હાજર કરવામાં આવ્યા, અને
તેઓ સર્વે ઇનકાર કરી કહેવા લાગ્યા કે અ
મે તેમાં કાંઇ જાણતા નથી તે વખતની ક્રી-
યા કરનારો પ્રધાણો પુજારી બ્રાહ્મણ હતો પ
ણ હાલમાં તે કયાં છે તે અમે જાણતા
નથી.

સુલતાન મેહમુદે તેઓને પુછ્યું કે તે
બાઇને સળગતી અગ્નિમાં બળી મરવાની લા-

**લગ્ન શા માટે આપવામાં આવી ?**

બ્રાહ્મણોમાંના એક વૃધ્ધે કહ્યું કે સઘળી પવિત્ર હિંદુ વિધવાઓ ઉપર હિંદુઓના દેવે જે સતી થવાની આજ્ઞા મૂકી છે તે આજ્ઞાનો ભંગ કરવાથી તેણીઓ નિરંતરના અંધકારમાં એટલે નર્કમાં પડે, તે કરતાં તે આજ્ઞા પાળીને તેઓ સ્વર્ગમાં જાય એમ તેમને સુચવવું એ અમારી મોહટી ફરજ છે.

**મેહમુદે હંસતા હંસતા કહ્યું કે—** ઘણું સારૂ, હું પણ તને હમણાજ સ્વર્ગમાં મોકલી આપું છું.

પછી તેણે તે બ્રાહ્મણને શહેરની દીવાલ ઉપરથી જોરથી નીચે ફેંકી દેવાનો હુકમ આપ્યો. અને બીજાઓને પોત પોતાને ઘેર જવાનું ફરમાવ્યું. પણ સાથે હવે પછી જે ક્રીયા કરતાં કોઇ પણ માણસના જીવને જોખમ પોંહચે તેવી ક્રીયા નહિં કરવાની સખ્ત **આજ્ઞા આપી.**

પેલા બાળકને સુલતાનની હરમસરામાં મોકલવામાં આવ્યું અને તેના માટે એક આયા રોકવામાં આવી, અને જે બ્રાહ્મણે તે સુંદર યુવતી સતી થઇ તે વારે ક્રીયા કીધી હતી તેને શોધી પકડી લાવવાની આજ્ઞા આપી, અને પછી તે મંદિરમાં દાખલ થયો.

# પ્રકરણ ૮ મું.

અદ્યાપી લગી પેલી યુવાન વિધવા અંધારી ગુફામાંજ હતી. આગળના પ્રકરણોમાં કહી ગયા તે પ્રમાણે તેણીને ડરાવીને વ્યભિચાર જેવાં પાપમાં ફસાવવાનાં સઘળા પ્રયત્નો કરી રહ્યા પછી તેણીને થોડીવાર તેજ અંધારામાં એકલી રહેવા દેવામાં આવી, હવે તેના ઉપર જુલમ કરનારો પેલો પુજારી બ્રાહમણ વળી પાછો દાખલ થયો, અને પોતે ઓળખાઇ ન શકે એટલા માટે અંધારામાં ચાલતો ચાલતો તેણી તરફ આવવા લાગ્યો. તેણી ચંચળ અને તીવ્ર બુદ્ધિની હોવાથી તરતજ તેને ઓળખી ગઇ. આ વખતે તે વિધવા જમીન ઉપર બેઠી હતી પેલા બ્રાહ્મણે આવી તેના ચ્હેરા ઉપર હાથ ફેરવી કહ્યું કે,

**બ્રાહ્મણ**—સોમનાથના દેવની મહેરબાની-

ઓ અને કૃપાઓની એક હઠીલી યુવાન વિધ-
વા શું હજી સુધી અવગણના કરે છે? તું
જાણે કે જો તું નહિં માને તો ત્હારો અંત
આણવાની તેનામાં શક્તિ છે. તે તને સખતમાં
સખત શિક્ષા કરવાની શકિત ધરાવે છે. અને
જો તું તેની ઇચ્છાને આધિન થઇશ તો તને
મોક્ષ આપી શકશે.

**સુંદરી**—લુચ્ચા, જુઠા, તું દેવ ક્યાંથી
આવ્યો? હું તને ઓળખું છું! તું દુષ્ટતા
અને ભ્રષ્ટતાનો નીચમાં નીચ સેવક અને પુજારી
છે. તું તેના મંદિરને અપવિત્ર કરે છે. તું
તે પસંદ ન કરે તેવા અપવિત્ર અને દુષ્ટ
કૃત્યો કરે છે.જે મહાદેવને આપણે પુજીએ
છીએ તે દેવ પોતા ઉપર આવું નીચ કલંક
લઇ શકેજ નહિં. જે દુર્ગોણોને દેવ શાસ્ત્રમાં
ધીક્કારે છે, તેજ દુર્ગોણોને દેવ પસંદ કરે
તે બનવા જોગજ નથી. અને જે કૃત્યોને

તેઓ ના પસંદ કરે છે તેને તેઓ કરતાજ નથી.

**બ્રાહ્મણ**—તું આમ બોલીને દેવની નિંદા કરે છે, દેવ પોતાના સેવકો અને પુજારીઓને તેઓની ભક્તિનું ઇનામ ખુશીથી આપે છે. અને મેં તે દેવની ઘણા લાંબા સમય સુધી ઘણીજ ભક્તિ કીધી છે. તેથી તેણે તેના બદલામાં મને તને સોંપી છે.

**સુંદરી**—જો તું કહે છે તે સત્ય હોય તો તને તે દેવનો અવતાર અને તેનું રૂપ ધારણ કરવાની અને મને જાદુના ઢોંગ દેખાડવાની શી જરૂર પડી હતી? તેં મને આ અંધારી ગુફામાં શા માટે કેદ કીધી? તેં મને ત્હારી મલિન ઇચ્છાને આધિન કરવાના આવા જુલમ ભર્યા સાધનો શા માટે લીધાં. શું જે દેવ સઘળી દુષ્ટતા અને ભ્રષ્ટતાને ધિક્કારે છે, અને સર્વ સદ્‌ગુણોનું મૂળ છે, તે દેવે તને

એમ કરવાની રજા આપેલી છે?

**બ્રાહ્મણ**—ભોળી! તું જેને દુષ્ટતા અને ભ્રષ્ટતા કહે છે તે દુષ્ટતા અને ભ્રષ્ટતા નથી પરંતુ તે તો એક પવિત્ર કૃત્ય છે કારણ કે, દેવે મને તે માટે ઉશકેર્યો છે અને તને મ્હારી ભક્તિના બદલામાં આપેલી છે. તેના પવિત્ર પુજારીઓ અને સેવકો, જે ઉપભોગને અને વિષય વિલાસને દેવ પસંદ કરતો હોય તે ઉપભોગ અને વિષય વિલાસમાં રહે તો, તે દુષ્ટતા અને ભ્રષ્ટતા નથી. ખરૂં જોતાં તો તેજ મોહટી નેકી અને સદ્ગુણ છે, તે કૃત્ય પુન્યનું છે પાપનું નથી. તે તેના નિમકહલાલ પુજારીઓ અને સેવકોનું ઇનામ છે. તેમાંથી અમર સુખ મળે છે તો પછી તે દુષ્ટ કૃત્ય કેમ કહેવાય? જેને તું મ્હારૂં જાદુ કહે છે. તે જાદુ હતું નહિ. પરંતુ સોમનાથના દેવ જે તેના પુજારીના રૂપમાં તને ભેટવા અને

આલીંગન કરવા આવ્યો હતો. તેની ઇચ્છાને તું વશ થઈ નહિ તેથી તે ઘણો ક્રોધાયમાન થયો, અને જો તું હજુ નહિ માને તો તને તે કેવી રીતે આફતમાં ફસાવશે એ દેખાડવા માટેના દેખાવો બતાવ્યા હતા માટે જાણ, અને હજુ માન કે, તેજ સોમનાથનો દેવ આ પોતાના ખાસ સેવકના રૂપમાં ત્હારી હાજરા હજુર ઉભો છે. જે સ્ત્રી તેનું પુજા કરે છે. તે સ્ત્રીને પોતાના આલીંગનથી સર્વદાનું સુખ તથા માન આપવા ચાહે છે.

આટલું બોલી—તેણે પોતાના બેડોળ હાથ તેણીના ખુબસુરત ગળાની આસપાસ નાખ્યા, તરતજ તેણી ત્વરાથી ઉભી થઇ ગઇ અને તેને એવા જોરથી ધક્કો માર્યો કે તે ચતોપાટ ભોંય ઉપર પડી ગયો. તેણીએ કહ્યું કે.

સુંદરી—દુષ્ટ! મને અંધ બનાવીને વ્ય. ભીચાર જેવા અઘોરપાપમાં ફંસાવવાની ત્હા. રી નેમમાં તું સફળ થાય, એ આશાજ રા ખીશ નહિ; જે દેવ પોતા માટે વ્યભી. ચારનું કલંક સહન કરી શકે નહિ તે ત્હારા રૂપમાં આવેલો છે. એમ હું કદી માનનારી નથી. અંહીંયાથી દુર થા. હું આ અઘોર અંધારામાંજ મ્હારા પ્રાણ આપીશ. પરંતુ તહારી નીચ ધારણાને કદી વશ થઇશ નહિ.

તેણીને આવી ક્રોધાયમાન થએલી જોઇ ને પેલો બ્રાહ્મણ શ્રાપ દેતો દેતો ચાલ્યો ગયો. પાછી આ વીધવા અંધારી ગુફામાં એકલી રહી, તેણે ગમે તેવા સખ્ત રૂપમા મોત આ. વે તેને શરણે થવાનો નિશ્ચય કરી લીધો. તે ના મનમા અનેક તરંગો અને વીચારો આ. વવા લાગ્યા' તેના ધર્મના ઓઠામા રહી બ્રા. હ્મણો આવા નીચ કૃત્યો કરે છે. તે તેણીને

યાદ આવવાથી તેના પોતાના ધર્મ ઉપરની તેણીની કાંઇ આસ્થા ઓછી થઇ. પત્થરની મુર્તી કે જેને તેણી અધ્યાપી લગી દેવ મ નતી હતી, તે ઉપર વીશ્વાસ રહ્યો ન હ. દેવનો સ્વભાવ અને તેના ગુણ કેવા હોવા જોઇએ તે વીશે તેને અનેક વીચારો આવ્યા. અને આખરે તે વીશેના પોતાના વીચારોથી એવી ગાભરી બની ગઇ કે કોના ઉપર આધાર રા ખવો એ જાણવું તેની માટે અઘરૂં થઇ પ ડ્યું. મુર્તી ઉપરની આસ્થા તો તેના મનમ થી સદંતર નાશ પામી હતી. અને પરીણા મે તેણીનું મન સ્વાભાવીક રીતે એક એવી શક્તિ અને સત્તા ઉપર આધાર અને વીશ્વા સ રાખવાનું વલણ કરતું હતું કે જેથી તે ણીને એમજ લાગતું હતું કે, તેણી કોઇ નહિ સમજાય તેવી શકિત અને સત્તાને આધીન છે. અને તેજ ચાહશે તો તેને આ સંકટમાં

થી મુક્ત કરી શકશે. તેણીના અંતઃકરણની પવિત્રતાએ તેણી તદ્દન તગ્નએલી અને સ્હાય વીનાની નથી, પરંતુ મહા સત્તાવાન તેની સહાયે છે, એમ તેણીને સીદ્ધ કરી આપી કેટલોક આશા ભર્યો દીલાસો આપ્યો.

તેણી આશા અને નીરાશાના અનેક વીચારોમાં ગરકાવહતી, એટલામાંત્યાં બે સ્ત્રીઓ (જે મુર્તીની પુજામાં રાતદીવસ રહેતી હતી.) દાખલ થઇ એકના હાથમા દીવો હતો અને બીજી ખાલી હાથે હતી. આ બન્ને સ્ત્રીઓ મંદીરની સર્વે અનીતિ અને દુષ્ટતામાંજ ઉછરેલીઓ હતી. એમ કહીએ તો કહી શકાય, આ બન્ને જણીઓએ તેણીને દેવની ઇચ્છાને આધીન થવાનું સમજાવ્યું અને કહ્યું કે, જો તું દેવની ઇચ્છાને આધીન નહિ થાય તો ત્હારી ઉપર તેનો શ્રાપ પડશે. અને જેથી નીરંતરના નર્કમાં રહીશ. પેલો બ્રાહ્મણ

તે ખરેખર દેવ સાક્ષાત છે એમ તેણીને મ-
નાવવાના પ્રયત્નો કીધા, પણ આ યુવાન વિ
ધવા કે જેનું પવિત્ર અંતઃકરણ તેમની તે
દલીલોને માની શકતું હતું નહિં. તેણીએ તે
સ્ત્રીઓને ધિક્કાર યુક્ત જવાબ આપ્યા આખ
રે, પેલી કુટણીઓની જ્યારે કોઇ તદબીર
ચાલી નહિં ત્યારે તેમાની એકે કહ્યું.

**સ્ત્રી**—ત્યારે બાઇ જેવી તારી ઇચ્છા !
જ્યારે તું દેવની વાતને માનતી નથી ત્યારે
તું અહિયાં કે જ્યાં દેવ પોતાના પુજારીઓને
ભેટવાની કૃપા કરે છે ત્યાં વધારે વાર રહી
શકતી નથી, કેમકે આ સ્થળ પવિત્ર છે અ-
ને તું અપવિત્ર છે માટે તારાથી અહિં રહે-
વાય નહિં, અમારી પાછળ પાછળ ચાલી
આવ.

**સુંદરી**—તમે મને ક્યાં લઇ જશો ?

**સ્ત્રી**—અમે ક્યાં લઇ જઇએ છીએ તે

ઘ : હમણાં હાલ જાણીશ ?

સુંદરી—તમારા જેવી કુટણીઓની સંગતમાં હું અહીંથી એક પગલુંએ આગળ ચાલીશ નહિં,

આથી પેલી સ્ત્રીએ હસી, અને બોલી કે ચાલતી હોય તો ચાલની ! નહિ તો વિષ્ણુના ચક્ર વડે ત્હારા જેવી હઠીલી પશુને ખેંચીને લઇ જવી પડશે અમારી વાતને ન માને તે પહેલાંતું જરા વિચાર કરી લે.

તે વિધવાએ આનો જવાબ આપ્યો નહિ પરંતુ "ચાલું છું," એવો હાથથી ઇશારો કર્યો પછી તેણીને વચમાં રાખીને એક સ્ત્રી આગળ અને એક પાછળ એમ ત્રણે જણીઓ ચાલવા મંડી, તે ગુફામાંથી એકજ માણસ ચાલી શકે એવી સાંકડી ગલીમાં જવાનું હતું. આ ગલી તે ત્રણે જણીએએ પસાર કીધી. ગલીના છેડે એક સીધી અને સાંકડી સીડી

હતી આ સીડી ઉપર ચઢી તેણીઓ એક ચોખંડા ઓરડામાં આવીઓ, જેને સામસામે બે બારીઓ હતી. આગળ ચાલતી સ્ત્રીએ કહ્યું કે—આ બારીમાં તારે દાખલ થવું પડશે. વિધવાએ પુછ્યું કે— બારીમાં થઈ ને કયાં જવાય છે? સ્ત્રીઓએ જવાબ આ- પ્યો કે "મુર્તિના પેટમાં" ત્યાં દેવ ત્હારી મુલા- કાત લેશે અને તને કદી ન મળ્યું હોય એ વું માન આપશે. જલ્દી જા દેવ ત્હારી વાટ જોઇ રહ્યા છે.

વિધવાએ કહ્યું કે—હું એમ છેતરાઈ જાઉં એમ નથી, અહિઆંથી હું તો આગળ ચાલનારી નથી અથવા તમે મને લઇ ચાલો, તરતજ એક ચાંદીની ઘંટડી વગાડવામાં આ- વી એટલે પેલો દરવાજો પોતાની મેળે ઉઘ- ડી ગયો અને એક બારી નજરે પડી ને બિ ચારા નિડર પણે તે બારીમાં દાખલ થઇ અ

ને તેની પાછળ દરવાજો બંધ કરી લેવામાં આવ્યો. આ વખતે તેણી એક આરસ પ્હાણના પગથીઆં વાળી મોહટી સીડીની નીચે હતી અને ઉપરની બાજુએ ચકચકિત પ્રકાશ જણાતો હતો. તેણી જે થવાનું હોય તે થાય એમ નિશ્ચય કરી તે સીડી ઉપર ચઢી. મથાળે પહોંચ્યા પછી તેણી એક ગોળાકાર ઓરડામાં દાખલ થઇ, આ ઓરડાની મધ્ય રેખા આશરે ૭ ફીટ જેટલી હતી. તેમાં ઇરાની ગાલીચો બીછાવેલો હતો. આસપાસ અનહદ અને અગણિત હીરા માણેક જડી લીધેલાં હતાં જેના ઉપર દીવાનો પ્રતિબીંબ પડી એવો ઝગઝગાટ થઇ રહ્યો હતો કે જે સુર્ય સામે જોઇ શકાતું નથી તેમ તે ઓરડાના પ્રકાશની સામે પણ જોઇ શકાતું હતું નહિં તેની દીવાલોમાં અનહદ હીરા માણેક ઇત્યાદી જવાહેરાત જડી લીધેલા હતાં તે મુર્તિનો સ

વે છુપો ખજાનો અહિંજ હતો. અને જેવી રીતે આકાશના તારાઓની ગણતરી થઇ શકતી નથી તેવી રીતે તે ખજાનાના જવાહીરોની ગણત્રી થઇ શકતી હતી નહિં, જાણે આખા આલમનું દ્રવ્ય અહિં એકઠું કરવામાં આવ્યું હોય નહિં એમ દેખાતું હતું.

તેણીની સામે પડેલા અગણિત ખજાના ઉપર તેણી એકી નજરે આશ્ચર્યથી જોઇ રહી હતી. એટલામાં તે ઓરડાની એક બારી કે જે તેણીએ અત્યાર લગી દીઠી હતી નહિં તે ઉઘડી; અને તેમાંથી પેલો વૃદ્ધ લુચ્ચો બ્રાહ્મણ બહાર આવ્યો. તેના ચહેરા ઉપર કાંઇ દ્વેષ અને કાંઇ ફતેહના ચિન્હ જણાતા હતાં. તેણે આવતાંજ પેલી બારી સાવચેતિથી બંધ કરી લીધી અને કહ્યું.

**પુજારી** બ્રાહ્મણ—ચાલ હવે મ્હારી ઇચ્છાને આધિન થઇ જા, નહિં તો પછી

મ્હારા દ્વેષને પાત્ર થઈશ. અહિં ત્હારૂં હઠીલા પણું ચાલશે નહિં, માટે ખુશાથી સોમનાથના દેવને આલિંગન દે, અને તેની પતિન તરીકે અહિં રહે. તું અહિં સોમનાથની મુર્તિના અંદરના ભાગમાં ઉભી છે. માટે મ્હારૂં કહ્યું માની લે, અને જો પછી આ સર્વે દ્રવ્ય ત્હારૂંજ છે. હવે તું મને ના કહીશ નહીં. અને જો તેમ કહીશતો ત્હારા ઉપર મુર્તિનો શ્રાપ પડશે; અને તું અનંતના નર્કવાસમાં પડીશ.

**સુંદરી**—જે થવાનું હોય તેમ થાઓ! હું ત્હારાથી તથા ત્હારી મુર્તિથી લગારે બીહતી નથી. શું તું સ્ત્રી હઠને જાણતો નથી? હું ત્હારી નિચ ઇચ્છાને કદી આધિન થનાર નથી, ત્હારે જેમ કરવું હોય તેમ કર,

બ્રાહ્મણ—ઠીક ત્યારે તું ત્હારી હઠનું પરિણામ જોઈ લે?

આટલું બોલી તે એક લોખંડના સળી-
યા ઉપર લટકતી ઘડીઆળનો મોગરો દાબ-
વા જતો હતો એટલામાં બ્હાર એક મહા
મોહટો ભયંકર અવાજ સંભળાયો; અને જે
મુર્તિની પોલણમાં તેઓ હતા તે આખી મુ-
ર્તિ ધ્રુજવા લાગી. આથી બ્રાહ્મણ ડરી જઇ
ઘુંટણીએ પડી ગયો. પેલી યુવાન વિધવા
સુંદરી લગારે બ્હીક વિના તેની સામે જોતી
રહી, તે આખી ઇમારત ધ્રુજવા લાગી, એટ-
લે તરત તે યુવાન વિધવા એમ સમજી કે
તેણીના માટે ઇશ્વરી સ્હાય આવે છે. તેથી
ધૈર્યતાથી અને નિડર પણે બેઠી રહી, તેના
ઉપર જુલમ ગુજારનારો એમને એમ ઘુંટ-
ણીએ પડેલો થરથર ધ્રુજતો હતો.

હવે સ્પષ્ટ રીતે અવાજો સંભળાવા લા
ગ્યા. અને તેમાંનો એક અવાજ જાણું આ
યુવાન સુંદરી ઓળખતી હોય તેવો હતો,

અને તે તેને માજીંત જેવો મધુર લાગ્યો. આ અવાજ વિજયી સુલતાન મેહમુદ ગજનવીનો હતો. જ્યારે પેલી યુવાન વિધવા મુર્તિની પોલાણમાં દાખલ થઈ હતી ત્યારે મેહમુદ મંદિરમાં દાખલ થયો હતો અને તેણે મુર્તિને તોડવાનો હુકમ આપી દીધો હતો, પોતાની મુર્તિને, મહાન દેવને, આવી આફતમાં જોઇ, કેટલાક ઘેલા બની ગએલા બ્રાહ્મણો મેહમુદના ખીદમતગારોની સીફારશ માંગવા લાગ્યા અને કેહવા લાગ્યા કે જો સુલતાન મેહમુદ અમારી મુર્તિને તાડે નહિ તો અમે અગણિત દ્રવ્ય આપીએ. મેહમુદના ખીદમતગારોએ આ વાત મેહમુદને જણાવી અને મુર્તિ નહિ તોડવાની સલાહ આપતાં કહ્યું કે.

**ખીદમતગારો**—આપ આ એક મુર્તીને તોડશો તો તેથી કાંઇ આપણી દુન્યાની મુ

ર્તી પુજા નાશ પામશે એમતો છેજ નહિં. તો પછી અર્પણ કરવામાં આવતું દ્રવ્ય સ્વીકારી લેવું એ વધારે ઉચિત છે. અને તે વડે વધારે પુન્ય પ્રાપ્ત કરી શકીશું. કેમકે તે સર્વ દ્રવ્ય ગરીબ મુસલમાનોમાં વેંહચી દઇશું. જેનું પુન્ય મુર્તી તોડવાના પુન્ય કરતાં વધી જશે.

**મેહમુદ**—તમે જે સીફારસ કરોછો તેમાં ગમે તેટલું સત્ય હોય તોપણ હું મ્હારી પાછળ આવનારી વંશોમાં મને " મુર્તી વેચનાર મેહમુદ" કહેવડાવવા ચાહતો નથી. પરંતુ હું " મુર્તી તોડનાર મેહમુદ " કહેવાવુ. એ મ્હારી ખાસ ઇચ્છા છે. ઉપરાંત દ્રવ્ય બીચારા હીંદુઓ મને શું આપશે? દ્રવ્ય અને માલ તથા આબરૂનો આપનાર તે **મહાન અલ્લાહ** છે. જેણે મને આ મુર્તી તોડવાની શકિત આપી.

પોતાનો આ વિચાર દર્શાવ્યા પછી તેણે તે મુર્તી તોડવા હુકમ આપ્યો. હવે મુર્તીને તોડી નાખવામાં આવી અને બીજા ઘાએ તેની પોલાણ જાહેર કરી દીધી, અને તેમાની અગણીત અને અસંખ્ય દોલત મેહમુદ અને તેના ખીદમતગારો તથા સીપાહીઓની નજરે પડી તેથી તેઓ અત્યંત ખુશી થયા. અને તેઓની ખુશીમાં વૃધ્ધી કરનાર મહોટી એ બીના હતી કે જ્યારે તે પોલાણને વધારે પહોળી કરવામાં આવી ત્યારે પેલી યુવાન સુંદરી અને તેની આગળ ઘુંટણીએ પડેલો પેલો લુચ્ચો બ્રાહ્મણ તેમની નજરે પડયા. મેહમુદે આ યુવાન સુંદરીને તરત ઓળખી લીધી તેણી પણ હે! મ્હારા બચાવનાર ! ! એટલું બોલી એકદમ મેહમુદની તરફ દોડી તેના હાથમાં આવી પડી.

**સુંદરા**—( વિચીત્ર પ્રકારના આવેશમાં આવી ) તમે મને વ્યભીચાર અને મૃત્યુ એ બન્નેથી બચાવી લીધા છે. પેલો બ્રાહ્મણ મા રા ઉપર કયારનો જુલમ કરતો હતો. જો આ પને લગાર વાર થઇ હોત તો, જેથી હું ડર તી હતી અને ધ્રુજતી હતી તેને વશ મ્હારે થવું પડત.

**મેહમુદ**—હું એ અલ્લાહનો આભાર મા નું છુ. કે જેણે મને મ્હારૂં વચન પાળવા શ કિતવાન કીધો અને જેણે મને આ મુર્તી ઉપ ર વીજય આપ્યો. અને જ્યારે મેં તેઓનું અર્પણ કરવામાં આવતું દ્રવ્ય સ્વીકાર્યું નહિ ત્યારે તેણે મને અનહદ અને અગણીત દ્રવ્ય આપ્યું **અલહમ્દો લિલ્લાહે રબ્બીલ આઃ લેમીન**

પછી પેલા બ્રાહ્મણને તેનાં ભ્રષ્ટાચારના અખાડામાંથી બહાર ખેંચી કહાડવામાં આવ્યો તે મુસલમાનોને જોઇ હકકો બકકો થઇ ગયો તેના બીજા સાથીઓ મેહમુદથી ડરીને તેને તેના નસીબના જોગે મુકી ત્યાંથી ન્હાસી ગયા. તરતજ તે કાળા કૃત્યનાં કરનારને મંદીરનાં એક થંભ ઉપર ફાંસી દઇ દેવામાં આવી.

મુર્તી તુટયા પછી પેલી યુવાન સુંદરી બહાર નીકળતાજ મુસલમાન થઇ અને તેણીની ઇચ્છા અનુસાર મેહમુદની રાણીઓમાં સામલ કરવામાં આવી.

**સત્યનો હમેશાંજ જય હોય છે.**

## સમાપ્ત.

---

ધી. ઇસલામ સદ પ્રીન્ટીંગ પ્રેસ અમરેલી.

# ઇસ્લામ ગેઝેટ.

દર ગુરૂવારે પ્રગટ થતું અને કાઠીયાવાડ, ગુજરાત બંગાળા, બરમા, સીલોન ઉતરે અને મધ્ય હિંદુસ્તાન દક્ષિણ અને પુર્વ આફ્રીકા અને બીજી અનેક સ્થળે બહોળો ફેલાવો પામેલું

## ઇસલામી પેપર.

આ પેપર તેમાં આવતી તુર્કસ્તાન, ઇરાન, અફઘાનીસ્તાન, મીસર અને બીજા ઇસલામી રાજ્યોને લગતી ખબરો, ઇસલામી કોમમાં કેળવણી તથા સુધારાના દીનપ્રતિદીન ફેલાવા ને લગતા બોધદાયક વિષયોને લઇ ઇસલામી કોમનું બહુ માનીતું થઇ પડ્યું છે

વાર્ષીક લવાજમ હિંદુસ્તાનના ગ્રાહકો માટે રૂા. ૪ આફ્રીકા વગેરેના રૂા. ૫ પોસ્ટેજ માફ.

**અધિપતિઓ ઇસલામ ગેઝેટ.**

**અમરેલી કાઠીયાવાડ**

---

# મુખબિરે ઇસલામ

## ની

## એક યોજના.

મુંબઇ ખાતેથી શુક્રવાર સિવાય દરરોજ સવારે ઇસલામી તથા દુનીયાના બીજા ભાગો ની ખબરોથી ભરપુર પ્રગટ થતાં ઇસલામી પત્ર "મુખબીરે ઇસલામ" ના કેટલાક ખેર ખવાહોની ફરમાશથી સરવે સામાનય વરગ આ માન પામેલા પત્રને વાંચી લાભ ઉઠાવે તેટલા માટે દર અઠવાડીઆના અંકો શુક્રવારના દીને સવારે નિચે લખેલા જુજ લવાજમ લઇ ગ્રાહકોને મોકલવામાં આવશે. માટે આશા છે કે અમારા બહારગામવાળા ઇસલામીઓ અમારી આ યોજનાને સવીકારી ઇસલામી પત્રના ગ્રાહક બની આભારી કરશે.

## લવાજમ.

વરસના બહારગામ પોસ્ટેજ સાથે .. ૫–૮–૦
૬ મહીના માટે બહારગામ પોસ્ટેજ સાથે. ૩–૦–૦

**ઝટ નામ નોંધાવો મુખબીરે ઇસલામ ઓફીસ, શ્રી ફોરબજાર આગાખાન બીલ્ડીંગ–મુંબઈ.**

## અમારે ત્યાં મળતી કીતાબો

**હ. મોહમ્મદ સ૦ નું ટુંક** વૃતાંત-૨૪૦ પાનાનું સુંદર બાંધણી પુસતક તઇયાર છે કી. ૦-૧૨-૦

**ગઝલસ્તાન**-હીંદના મશહુર શા ગઝલોનો સંગ્રહ ઉર્દુ તથા ગુજ કીંમત ૦-૧-૬.

**ચુંબન રહસ્ય**-ચુંબનની પુરેપુરા હકી કત જાણવી હોયતો આ નાહનકડું પુસતક મંગાવો કીમત ૦-૨-૬.

## અમારા તરફથી પ્રસીધ્ધ થનાર કીતાબો

**ઈસલામ**-લગભગ ત્રીસ ફરમાનું દલદાર પુસ તક લખાઇ તઈયાર થયું છે.

**પુર્નજંનમ નિષધ**-આ પુસતકમાં પુનર જ નમ પર વીદવતા ભરેલી રીતે વાવેચન કરયું છે.

**ઈસલામની સચાઈ**-આ બે ફરમાનું પુસતક પણ છપાય છે.

**એન. એ. કુરેશી**

મીન ચેંમબર્સ-ભાઇખલા-મુંબઈ.